ગુજરાતી પ્રકાશન : ૨ જું

# સાચી દેશાભિમાની નીતિ

## કમ્યુનિસ્ટ પાર્ટીની નીતિ

: અનુવાદક :

ભોગીલાલ ગાંધી



લોક પ્રકાશન ગૃહ : ખેતવાડી, મુંબઈ.

# અનુક્રમ

# ગુજરાતી પ્રકાશનો

## ૧. તાન્યા — કિં. ૦–૪–૦

[ સોવિયેતની વીર ગેરિલા કન્યાની
રોમાંચક પ્રેરણાદાયી સત્યકથા ]

અનુ : સુભદ્રા ગાંધી

## ૨. સાચી દેશાભિમાની નીતિ — કિં. ૦–૮–૦

[ કમ્યુનિસ્ટ પાર્ટીની નીતિ અને શક્તિ
પર પ્રકાશ પાડતા લેખોનો સંગ્રહ ]

અનુ : ભોગીલાલ ગાંધી

## હવે પછી તરત જ

## ૩. અનાજનો સવાલ

[ અનાજની કટોકટીનું સ્વરૂપ,
તેની જવાબદારી અને ઉકેલ ]

મૂળ લેખક : શ્રીનિવાસ સરદેસાઈ
અનુ : અરૂણ ચંદારાણા

## ૪. સોવિયેત શક્તિ

[ ૧૯૧૭ ની ક્રાંતિ પછી ૨૫ વરસના ટૂંકા
ગાળામાં સોવિયેત રુસે મેળવેલી સિદ્ધિઓ ]

મૂળ લેખક : આઈ. મિતિન
અનુ : ભોગીલાલ ગાંધી

# ૧
# આમુખ

**૯મી ઓગસ્ટની કટોકટી પછી** કમ્યુનિસ્ટ પાર્ટી સામે ગંદવાડ ઉડાડવામાં બાકી નથી રહી. કોન્ગ્રેસ સોશિયાલિસ્ટો અને ટ્રોટ્સ્કી-વાદીઓએ તથા પાંચમી કતારિયા બોઝપંથીઓએ કમ્યુનિસ્ટ પાર્ટીને ગલીચ રીતે બદનામ કરવા થાય એટલું કર્યું છે. પણ એમના જુઠ્ઠા પ્રચારથી કશું ન વળ્યું એટલે એમણે છંછેડાઈ જઈ અમારા મુખ્ય મથક મુંબઈમાંના પાર્ટી પ્રેસ ઉપર બોમ્બ પણ નાખ્યો; પણ પાર્ટીના અવાજને કે એની તાકાતને એથી ઊની આંચ ન આવી.

છેવટે બંગાળમાં તો એમની નીચતાની હદ આવી. અમારા બિરાદરો પર ખૂની હુમલાઓ પણ થયા. પણ એથી તો પાર્ટી વધુ વજ્રદિલ બની.

છેવટે આ દગાખોરોએ કમ્યુનિસ્ટ પાર્ટી સામે હજારો લાખોની સંખ્યામાં જુદી જુદી ભાષામાં ગલીચ ફરફરિયાં છપાવ્યાં ને વહેંચ્યાં. પણ સાચી દેશાભિમાની નીતિના ખડક સામે અફળાઇ એના ય ભુક્કા ઉડી ગયા.

હવે સમય આવ્યો છે કે જ્યારે પ્રજા શાંત ચિત્તે આ નવ મહિનાની ગમગીન તવારિખ પર સહેજે વિચાર કરી રહી છે. ગાંધીજીના વાઇસરોય સાથેના પત્રવ્યવહારે અને તેમના ઉપવાસે કોન્ગ્રેસને નામે કોન્ગ્રેસને બદનામ કરતા અને જનતાને આત્મઘાતની આગમાં ઘસીટતા દગાખોરોનો બુરખો ચીરી નાખ્યો છે. ગાંધીજીએ એમેરીનાં જુઠ્ઠાણાંનો જવાબ આપ્યો છે, સાથે સાથે બુરખાધારી દેશદ્રોહીઓને ય ખુલ્લા પાડ્યા છે.

આજે દેશમાં અનાજની ભયંકર આફત વ્યાપી ચૂકી છે; બંગાળને માથે બોમ્બબાજી નિત્યની બની છે; ભૂખમરો ને દુકાળમાંથી રોગની જ્વાલાઓ પ્રજાને ભરખી રહી છે. અને આવા આ કપરા દિવસોમાં નોકરશાહી કટોકટીનો ઉકેલ કરવામાં સાવ નિષ્ફળ નીવડી છે. ત્યારે કમ્યુનિસ્ટ પાર્ટીનો અવાજ ફરી ફરી દેશબાંધવોને અનાજ, સંરક્ષણ, અને આઝાદીનો એક માત્ર માર્ગ દાખવી રહી છે. એ માર્ગ છે દેશના મુખ્ય મુખ્ય પક્ષોની એકતાનો.

કોન્ગ્રેસ–લીગ એક થાય તો નોકરશાહીને નમ્યા વિના આરો નથી એ વાત પર જોર દઈ, તે એવી એકતા માટે તનતોડ પ્રયત્નો કરે છે.

— **ગાંધીજીની મુક્તિ માટે મુસ્લીમ લીગે આગેવાની લેવી જોઈએ.**

— **તમામ પ્રજાઓના સ્વનિર્ણયનો હક્ક માન્ય કરી મુસ્લીમ લીગના દેશભક્તોને એક મોરચે જીતી લેવા જોઈએ.**

આ છે એકતાનો અને એકતાદ્વારા નોકરશાહીને નમાવી રાષ્ટ્રીય સરકાર સ્થાપવાનો એક માત્ર દેશાભિમાની માર્ગ.

અલબત્ત, સમાજવાદીઓ તથા પાંચમી કતારિયાઓ આવી એકતામાં પોતાનો મૃત્યુઘંટ સાંભળે છે. ને એથી પાગલ બની છેલ્લાં હવાતિયાં મારી રહ્યા છે. દરેક નેકદિલ દેશાભિમાનીએ આ દગાખોર રમત જોઈ લેવી જરૂરી છે.

અમે આ પુસ્તિકા દ્વારા કમ્યુનિસ્ટ પાર્ટીની ૧૯૪૨ ના જુલાઇથી માંડી આજ સુધીની—ગાંધીજીના ઉપવાસ સુધીની એક ધારી અને એક માત્ર સાચી દેશાભિમાની નીતિ રજૂ કરીએ છીએ. ભયંકર કટોકટીના દિવસોની અગ્નિપરીક્ષામાંથી તે વધુ દૃઢ અને તેજસ્વી બની, વધુ તાકાતવાન બની બહાર આવી છે. આ પુસ્તિકા એની ઝાંખી કરાવશે એવી આશા છે.

૨

# દેશદ્રોહીઓનું કાવતરું

લેખક : કલ્યાણ કૃષ્ણન

[ લોકયુદ્ધ અંક ૨૪ : તા. ૨૧–૩–૪૩ માંથી ]

**એક બાજુ** શાહીવાદી એમેરી એન્ડ કું. હિંદમાં અને પરદેશમાં કોન્ગ્રેસને બદનામ કરવા માથાં પછાડતી હતી એ જ દિવસોમાં હિંદમાંના પાંચમી કતારિયાઓ લાગ ફાવે ત્યારે કોન્ગ્રેસને નામે અને ન લાગ ફાવે ત્યારે સ્વતંત્ર રીતે — છૂપાં, નનામાં ચોપાનિયાં દ્વારા દેશમાં તરેહ તરેહનો ઝેરી પ્રચાર કરી રહ્યા હતા. દેશમાં અંધાધૂંધી ફેલાવવાનો, દેશભક્તોના નોકરશાહી સામેના રોષને સાચા એકતાના માર્ગે ન વાળતાં આંધળી ઉશ્કેરણીનાં કૃત્યોમાં ખેંચી જવાનો એમનો ઇરાદો હતો. અને એમની એ દગાખોરી ખુલ્લી પાડી જનતાને જાગ્રત કરવા મથનાર દેશપ્રેમીઓની સામે નીચમાં નીચ, જુઠ્ઠામાં જુઠ્ઠા આક્ષેપો કરી તેમને બદનામ કરી પ્રજાને ગેરરસ્તે દોરવાનો તેમનો મનસૂબો હતો. એ હેતુ માટે તેમણે ભગીરથ પ્રયાસો કર્યા ય હતા.

આવા પ્રયાસોમાંનો એક મુખ્ય પ્રયાસ અમને — અમારી કમ્યુનિસ્ટ પાર્ટીને બદનામ કરવાનો હતો. શક્ય હોય એટલી રીતે ગલીચ આક્ષેપો અમારી સામે કરવામાં આવ્યા હતા. છેલ્લા ૧૫ વરસથી સર્વસ્વની કુરબાની કરી, સરકાર અને સમાજના ઘોર દમન સામે મક્કમ રીતે લડતી આવેલી કમ્યુનિસ્ટ પાર્ટીને માથે નીચ અને મેલી મુરાદોનો આરોપ મૂકવામાં આવ્યો હતો. મુંબઈના જપાન તરફી દેશદ્રોહીઓ અને કોન્ગ્રેસ સોશિયાલિસ્ટોએ ગયા ડિસેમ્બર મહિનામાં એક છૂપી પત્રિકા પ્રસિદ્ધ કરી હતી. એ પત્રિકાનું નામ "આઝાદ વંદેમાતરમ્" હતું. **એ પત્રિકા કોન્ગ્રેસની ન હતી.** દેશદ્રોહી જપાની એજંટો અને કોન્ગ્રેસ સોશિયાલિસ્ટોની એ પેદાશ હતી. એ પત્રિકા મુંબઈમાં તા. ૧૦ ડિસેમ્બર ૧૯૪૨ ને રોજ પ્રસિદ્ધ થઈ હતી. એની નકલો અનેક ભાષામાં હજારોની સંખ્યામાં **મુંબઈ, ગુજરાત** ભરમાં વહેંચાઈ હતી. એ પછી એ જ પત્રિકા **પંજાબ**માં અકાલીઓમાંના પાંચમી કતારિયાઓએ પ્રસિદ્ધ કરી હતી. **બિહાર**માં તો "કોન્ગ્રેસ સોશિયાલિસ્ટ" નામના સોશિયાલિસ્ટોના

ખુદના અખબારમાં એ છાપવામાં આવી હતી. **દિલ્હી, સંયુક્ત પ્રાંતમાં** પણ એની નકલો છૂટે હાથે વહેંચવામાં આવી હતી. અને મુંબઈનાં કેટલાંક પ્રત્યાઘાતી મરાઠી વર્તમાનપત્રોએ પણ આ ગલીચ પ્રચારમાં હાથ ખરડ્યા હતા.

## આ પત્રિકામાં શું હતું?

એમાં એક એવો તુક્કો લગાવવામાં આવ્યો હતો કે હિંદી કમ્યુનિસ્ટ પાર્ટીનો એક છુપો સરક્યુલર પાર્ટીના મુખ્યમંત્રી પૂરણચંદ જોશીએ તેમના સભ્યો જોગ પાઠવેલો હતો. એમાં જણાવવામાં આવ્યું હતું કે હું (પૂરણચંદ જોશી) વડી સરકારના ગૃહમંત્રી મેક્સવેલને મળ્યો હતો ને એમની સાથે જે છૂપી મસલતો થઈ છે, કબૂલાતો થઈ છે એનાથી તમને વાકેફ કરવા આ સરક્યુલર મોકલું છું. મેક્સવેલની સાથેના વાર્તાલાપના મુદ્દા નીચે મુજબ છે. તમે બધા તે પ્રમાણે બરાબર વર્તજો: (૧) કોન્ગ્રેસને તોડી પાડવામાં સરકારને મદદ કરવી (૨) સરકાર પાસેથી પૈસા લેવા; પણ બહારથી બતાવવું કે અમે પ્રજા પાસેથી ઉઘરાવીએ છીએ. એટલા માટે 'ફંડ' ભેગું કરવાની જાહેરાત કરવી. (૩) કોન્ગ્રેસ નેતાઓને છોડાવવાની ખોટેખોટી બાંગ બહારથી પુકારવી અને એમ કરી લોકોને ભોળવી લઈ પાર્ટીને લોકોમાં લોકપ્રિય બનાવવી તથા આપણામાંના જે લોકો 'આડા ફાટે' એમનાં નામ મેક્સવેલને પૂરાં પાડવાં ને સરકાર એમને ગોંધી દે એટલે એના ઉપર વળી વધારે ઉહાપોહ કરવો......વગેરે.

કોઈ પણ પ્રામાણિક માણસ આ બેવકૂફ વાતો વાંચી હસ્યા વિના નહિ રહે. આ બનાવટી સરક્યુલર કાવતરૂં ઘડનારાઓની રાજકીય બુદ્ધિનું દેવાળું તો જાહેર કરે જ છે. પણ એમને તો કમ્યુનિસ્ટ પાર્ટીના મુખ્યમંત્રી કેવી રીતે પરિપત્રો લખે છે, એની ભાષા, પદ્ધતિ, કશાનું જ ભાન નથી. એટલે અંદરનું લખાણ જવા દઇએ તો પણ એનું રૂપ સુદ્ધાં બનાવટી છે એમ જણાયા વિના નહિ રહે. અને એની 'બનાવટ' પહેલીજ ક્ષણે નજરે પડે છે.

હિંદભરમાં પત્રિકા પ્રસિદ્ધ થઈ. સૌથી પહેલાં મુંબઈથી બહાર પડી ડિસેમ્બરની ૧૦ મી એ. એમાં લખવામાં આવ્યું હતું કે **સરક્યુલર તારીખ વિનાનો છે.** કમ્યુનિસ્ટ પાર્ટીનો સરક્યુલર તારીખ વિનાનો જોયો છે કદી? પણ એમનું પોલ વળી વધારે ખૂલે છે. પંજાબથી બહાર પડેલ પત્રિકામાં લખ્યું હતું કે મૂળ સરક્યુલરની તારીખ ૧૩ મી જાન્યુઆરી છે! વધુમાં એ સરક્યુલરને મથાળે 'કમ્યુનિસ્ટ પાર્ટી ઓફિસ' લખ્યું છે; અને અંતમાં

" યૉર્સ ટ્રુલી ( ' તમારો સાચદિલ ' ) પૂરણચંદ જોશી " એવી રીતનો ઉલ્લેખ છે. કમ્યુનિસ્ટ પાર્ટીનો સરક્યુલર જિંદગીમાં ય જોયો હોત તો આવી રેઢિયાળ બેવકૂફી તો ન જ કરી હોત.

હવે આપણે આ કાવતરાંખોરોની રાજકીય બુદ્ધિનું દેવાળું જોઇએ. ફંડની વાત પહેલી લઇએ. અમારી પાર્ટીએ ૨ લાખ રૂપિયાના ફંડની અપીલ પ્રસિદ્ધ કરી હતી એને મેલું રૂપ આપવામાં દેશદ્રોહીઓ પોતે જ ખુલ્લા પડી ગયા છે. બનાવટી સરક્યુલરમાં જણાવ્યા મુજબ તો મેક્સવેલે જ અમને આ યુક્તિ બતાવી હતી — ' અમે પૈસા આપીએ તે લઈ લો, ને બહારથી ફંડની રાડો પાડ્યા કરજો. '

પણ આ મુલાકાત ક્યારે થઈ? મુલાકાતથી પાછા ફરી લખેલો **૧૩ મી જાન્યુઆરીનો** આ સરક્યુલર છે! જ્યારે ૨ લાખ ફંડનો નિર્ણય તો મેક્સવેલની કહેવાતી મુલાકાતથી કેટલા ય મહિના અગાઉ ૧૯૪૨ ના સપ્ટેમ્બરમાં હિંદી કમ્યુનિસ્ટ પાર્ટીની મધ્યસ્થ સમિતિએ લીધો હતો. અને તે મુજબ ફાળો ઉઘરાવવાની શરૂઆત પણ થઈ ગઈ હતી. દર વખતે ફાળો ક્યાંથી કેટલો ભેગો થયો, કેવી રીતે ઉઘરાવ્યો, ને કોણે આપ્યો વગેરે બધી વીગતો **' લોકયુદ્ધ '** માં પ્રસિદ્ધ કરવામાં આવતી. પાર્ટી સભ્યોએ પોતાની તમામ મિલ્કતો હોમી દીધાના દાખલાઓ અને ગામનાં ગરીબમાં ગરીબ લોકોએ પ્રેમ અને ઉમળકાપૂર્વક પાર્ટી ફંડની ઝોળી ભરી દીધાનાં પ્રેરણાદાયી દ્રષ્ટાંતોથી ' લોકયુદ્ધનો ' વાંચક સુપરિચિત છે. પણ દેશપ્રેમીઓને ઉતારી પાડવા ખાતર સોશિયાલિસ્ટ — બોઝપંથીઓને નીચતાની હદ સુધી જવું પડ્યું છે!

**બીજો આક્ષેપ**–અમે કોન્ગ્રેસને તોડવા મથીએ છીએ. અમને એવો હુકમ ' ત્રીજી આંતરરાષ્ટ્રીય ' ( આખી દુનિયાની કમ્યુનિસ્ટ પાર્ટી ) તરફથી મળ્યો છે!

## અમારી નીતિ શી છે?

અમે દેશના રક્ષણ માટે રાષ્ટ્રીય સરકાર સ્થાપવાનો એક માત્ર રસ્તો દેશની એકતામાં રહેલો છે એમ કહ્યું હતું. સંરક્ષણને જોખમમાં મૂકે એવી કોઈ પણ ' લડત ' થી તો નોકરશાહીના જ હાથ વધુ મજબૂત થશે અને જપાનીઓનો જ રસ્તો મોકળો થશે, એવી ચેતવણી આપી હતી. અને આ વાત કંઈ ઓગસ્ટની 'લડત' પછી કહી ન હતી. સ્ટેફોર્ડ ક્રિપ્સ હિંદ આવ્યો

તેનાથી ય મહિનાઓ પહેલાં કહી હતી. એ વખતે કોન્ગ્રેસની નીતિને તોડી પાડવાનો સવાલ ન હતો. એ વખતે 'ત્રીજી આંતરરાષ્ટ્રીયે' અમને આવો "મેલો હુકમ" મોકલવાની જરૂર ન હતી. કેમકે એ દિવસોમાં કોન્ગ્રેસની નીતિ પણ એ જ હતી. સ્ટેફોર્ડ ક્રિપ્સ વખતની વાતો હજી તાજી છે. કોન્ગ્રેસે જ એ દિવસોમાં દેશના બચાવને મુખ્ય લક્ષમાં લઇને રાષ્ટ્રીય સરકાર સ્થાપવાની પૂરેપૂરી તત્પરતા બતાવી હતી. દેશના રક્ષણને જરા પણ જોખમમાં મૂકવાની કે દેશમાં અંધાધૂંધી ઉભી કરી નોકરશાહીના હાથ મજબૂત કરવાની અને જપાની હલ્લાખોરોનો રસ્તો સરળ કરી, અંગ્રેજના હાથમાંથી સીધા જપાનના હાથમાં પડીએ એવી નીતિનો સ્વીકાર તેણે કદી કર્યો જ ન હતો. ગાંધીજીના પત્રવ્યવહાર પછી તો આ વાત દીવા જેવી સાફ થઈ છે. એટલે કોન્ગ્રેસની નીતિ અને અમારી નીતિ વચ્ચે કશો એવો ભેદ હતો નહિ; છતાં શા માટે ઇંટરનેશનલે અમને હુકમ મોકલવો પડે, શા માટે પી. સી. જોશીએ મેકસવેલને ખાત્રી આપવી પડે, એ વાત સમજવી અશક્ય છે.

૯ મી ઓગસ્ટ પછી પણ અમે અમારી એ જ નીતિ ચાલુ રાખી હતી કે :—

> દેશના નેતાઓ જેલમાં છે ત્યાંલગી દેશની અંધાધૂંધી અટકાવવી શકય નથી. દેશના નેતાઓને છોડાવવા એ જ પ્રજાનું પ્રથમ કર્તવ્ય છે. તો જ કોંગ્રેસ લીગ એકતા શકય બનશે અને તો જ સરકારી પ્રત્યાઘાતી નીતિને હરાવી શકાશે. આથી જ તો અમે તમામ પ્રજા તથા પક્ષોની એકતાનું અને નેતાઓની મુક્તિનું આંદોલન જગાવ્યું હતું. સ્વનિર્ણયના ન્યાયી હક્ક ઉપર મુસ્લીમ લીગને સાથે લેવાનો ભગીરથ પ્રયત્ન આરંભ્યો હતો. ગાંધીજીના ઉપવાસ દરમિયાન અમે ગાંધીજીની મુક્તિના સવાલને હિંદુસ્તાનની સૌથી મોટામાં મોટી કટોકટીનો સવાલ કહ્યો હતો ને એ માટે અમારી તમામ તાકાત લગાવી દીધી હતી.

અમારી આ બધી પ્રવૃત્તિને સોશિયાલિસ્ટો અને પાંચમી કતારિયા દેશદ્રોહીઓ જ કોંગ્રેસ વિરોધી કહી શકે. અલબત્ત, એમણે તો અમારા પ્રેસ ઉપર બોમ્બ નાખવાની હદે નીચતા કરી લીધી હતી. પણ જનતાને તેઓ

વધુ વખત ફસાવી નથી શકયા. એમની બાજી ઊંધી પડી છે. આજ લગી તેમણે કોન્ગ્રેસને નામે હંકાર્યે રાખ્યું છે. કોન્ગ્રેસના પવિત્ર નામને બટ્ટો લગાડે તેવાં કૃત્યોમાં તેમણે હાથ ખરડ્યા છે.

અને હવે જ્યારે ગાંધીજીએ સાફ કર્યું છે કે કોન્ગ્રેસ આ બધાં તોફાનો ને અંધાધૂંધી માટે જવાબદાર નથી ત્યારે એક બાજુ સરકાર યેનકેન પ્રકારે કોન્ગ્રેસને માથે જવાબદારી ઢોળવા મથે છે. બીજી બાજુ સોશિયાલિસ્ટો ને બોઝપંથીઓ 'ભાંગફોડની લડત' ને ક્રાંતિનું નામ આપી, કોન્ગ્રેસની જ એ લડત છે એમ બતાવવા મથે છે.

**ભાંગફોડની લડત કોન્ગ્રેસની હતી નહિ, છે નહિ;** અમે કમ્યુનિસ્ટોએ કોન્ગ્રેસનો નહિ, પણ કોન્ગ્રેસને નામે ચલાવવામાં આવતી દેશહિતની વિરોધી ભાંગફોડની પ્રવૃત્તિનો વિરોધ કર્યો હતો ને કરતા આવ્યા છીએ. છેલ્લા છ છ મહિનાથી અમે કહેતા આવ્યા છીએ કે કોન્ગ્રેસનાં આ કામ નથી; ગાંધીજી જવાહર બહાર હોત તો આમ ન થાત; એક બાજુ સરકારની ઉશ્કેરણીથી દેશભક્તો છંછેડાઈ પડ્યા છે, બીજી બાજુથી સોશિયાલિસ્ટો ને પાંચમી કતારિયા એમનો દુરૂપયોગ કરી રહ્યા છે.

હવે આપણે ત્રીજી આંતરરાષ્ટ્રીય—જગત કમ્યુનિસ્ટોની સંસ્થાની વાત જોઈએ. સૌ કોઈ જાણે છે કે **અમેરિકા અને બ્રિટનની કમ્યુનિસ્ટ પાર્ટીએ જ તો તેમના પોતાના દેશમાં હિન્દની મુક્તિના સવાલને ઉપાડી લીધો છે;** ને એ આંદોલનમાં આગેવાની લઈ ત્યાંની સમસ્ત પ્રજાને જાગ્રત કરી છે. ઓગસ્ટની ૯ મી પછી તરત જ બ્રિટિશ કમ્યુનિસ્ટ પાર્ટીના આગેવાન અને ઇન્ટરનેશનલની કાર્યવાહીના સભ્ય **રજની પામદત્તે** બધી જવાબદારી બ્રિટિશ સરકારની છે એમ કહી કોંગ્રેસની ન્યાયી માગણી સ્વીકારી લેવા જણાવ્યું હતું. બ્રિટિશ કમ્યુનિસ્ટ પાર્ટીના મુખ્યમંત્રી **હેરી પોલિટે** તાજેતરમાં જ તાર કરી ગાંધીજીને મુક્ત કરી સમાધાન કરવા સરકારને જણાવ્યું છે, એ ય જગજાહેર છે. એવી જ રીતે અમેરિકાની કમ્યુનિસ્ટ પાર્ટીના મુખ્ય મંત્રી **અર્લ બ્રાઉડરે** પણ શરૂઆતથી "હિંદી આઝાદી વિના ઉકેલ નથી" એ વાત સ્પષ્ટ કરી છે.

પરદેશની કમ્યુનિસ્ટ પાર્ટીનું આવું સાફ વલણ છે. એ જ આંતરરાષ્ટ્રીય પાર્ટી હિંદની ન્યાયી માગણી રજુ કરનાર કોન્ગ્રેસને તોડી પાડવાનો 'હુકમ' અમને મોકલે ! રાજકીય દેવાળિયાપણાની આ હદ નથી !

**અને એ ય જાણી લેવું જરૂરી છે કે 'ઇન્ટરનેશનલ' બીજા દેશોની આંતરિક પરિસ્થિતિમાં કશા 'હુકમો' કે 'શિખામણો' મોકલવાની ધૃષ્ટતા કરતી નથી.**

જેમ હિટલર 'બોલ્શેવિઝમનો હાઉ' ઊભો કરી ચીસો પાડે છે, તેવી જ રીતે એના જ આ શાગરિતો 'કમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલનો હાઉ' ઊભો કરી દેશને ભરમાવવા મરે મથે છે.

**ત્રીજો મુદ્દો** કોન્ગ્રેસ નેતાઓની મુક્તિ અંગેનો છે. આગળ ઉપર કહ્યું તેમ આજે અમારી પાર્ટી પોતાની બધી તાકાત ખરચી રહી હોય તો તે દેશનેતાઓને મુક્ત કરાવવા. કારણ કે અમે જાણીએ છીએ કે **ગાંધીજીની મુક્તિ એટલે એકતા, એટલે જ રાષ્ટ્રીય સરકાર, એટલે જ દેશનો બચાવ. અમારી આ ઝુંબેશને કારણે તો પ્રાંતેપ્રાંતમાંથી સંખ્યાબંધ કમ્યુનિસ્ટોને પકડી લેવામાં આવ્યા છે.** અમારાં અખબારો સામે અમલદારોના લાલ ડોળા ઘૂરકતા રહ્યા છે. પાર વિનાની સતામણીઓ થયા જ કરી છે. હિંદુ મુસ્લીમ એકતાના આંદોલનને ય વિના દખલ ચાલવા દેવામાં નથી આવ્યું. યુક્તપ્રાંતની સરકાર તો કહે જ છે કે— "કોન્ગ્રેસે બંડ માંડ્યું છે; તમે એને આ કે તે નામે સુવ્યવસ્થિત કરવા માગો છો."

પાંચમી કતારિયાઓ જાણે છે કે ગાંધીજીની મુક્તિ થતાં જ, દેશ નેતાઓની મુક્તિ થતાં જ એમની બધી બાજી ઊંધી વળી જશે ! બોંબબાજી અને અંધાધૂંધી મચાવી દઈને જપાનીઓની મુરાદ પૂરી કરવાની મેલી રમતનો અંત આવી જશે અને એથી જ તો તેઓ ગાંધીજીની મુક્તિ સુદ્ધાં નથી ઇચ્છતા. ગાંધીજીના ઉપવાસ દરમિયાન આ વાત જાહેર થાય છે કે સોશિયાલિસ્ટો ને બોઝપંથીઓએ ગાંધીજીની મુક્તિનો વિરોધ કર્યો હતો !

આટલા માટે જ તો તેઓ કમ્યુનિસ્ટોના મુક્તિ આંદોલનને એક ધતિંગ કે તૂત કહી તરછોડે છે. **એમેરી ને લિનલિથગો કહે છે: "નેતાઓને નહિ છોડીએ." આ સોશિયાલિસ્ટો ને બોઝપંથીઓ પણ કહે છે—"મુક્તિનું આંદોલન એ તો ધતિંગ છે !"** બન્નેમાં શો ફેર છે ?

અને **ચોથી વાત** તો સાવ હસવા જેવી છે. અમે અમારા કાર્યકર્તા-

ઓને પકડાવી દઈ પ્રજાને જીતવા માગીએ છીએ ! સરકાર અમારા લોકોને પકડીને અમારા ઉપર ઉપકાર કરી રહી છે !

અમારી પાર્ટી સામેની સરકારી દમનની વીગતો તો 'લોકયુદ્ધની' ફાઇલિમાંથી એટલી ભારોભાર મળશે કે એકવાર એ જોયા જાણ્યા પછી આવી બેવકૂફ વાત કરવા કોઈ પણ દેશાભિમાનીની જીભ ઇન્કાર કરશે. ( કેટલીક વીગતો આ પુસ્તિકાના અંતમાં આપી છે. )

**અને છેલ્લી વાત :** કોન્ગ્રેસ લીગ એકતા તો સરકારને ખુશ કરવાનું એક તૂત છે ! આ બિચારાઓને એટલું ય ભાન નથી કે પાર્ટી કાયદેસરની થઈ એ પહેલાંથી ૧૯૪૧ ના ડિસેમ્બરથી પાર્ટીએ આ વાત જાહેર કરી હતી; વધુમાં, આ કાવતરાંખોરો એમ કહેતાં શરમાતા નથી કે "એમેરી અને જિણા વચ્ચે તો છૂપો કરાર છે." પણ પ્રજા તો ભૂલી નહિ શકે કે વાઇસિરોય સાહેબે થોડાજ વખત પહેલાં **"અખંડ હિંદુસ્તાન"** નો મંત્ર ઉચ્ચાર્યો હતો; સાવરકરે એને વધાવી લીધો હતો. લીગે એને ધુત્કાર્યો હતો. આ બનાવટ-ખોરોએ તો આ બધો ઇતિહાસ સગવડભરી રીતે વિસારી દીધો છે !

આ બધા આક્ષેપો, શું બતાવે છે ? જૂજ વ્યક્તિઓ સિવાય આખો દેશ હિન્દુ—મુસ્લીમ એકતા, નેતાઓની મુક્તિ માગી રહ્યો છે. રાષ્ટ્રીય સરકારનો આ જ એક માર્ગ છે એમ પોકારી રહ્યો છે. ત્યારે આ સોશિયાલિસ્ટો ને ભાઝપંથીઓ 'ક્રાંતિ' નાં ઓઠાં હેઠળ કયું રાજકારણ રમી રહ્યા છે ? કોંગ્રેસ—લીગ ફાટફૂટનું; નેતાઓ જેલમાં પડી રહે એનું; દેશ અંધાધૂંધીમાં બૂડી જાય એનું ! આ રાજકારણ કોનું છે ? દેશદ્રોહીઓનું કે દેશભક્તોનું ?

**એમેરી અને ચર્ચિલ એકતા નથી ચાહતા, મુકિત નથી ચાહતા; સોશિયાલિસ્ટો પણ દેશના આ જીવનમરણના ગંભીર કટોકટીના દિવસોમાં એકતાની ઠેકડી ઉડાવે છે, મુકિતના આંદોલનને ધુત્કારે છે.**

બનાવટ કરવામાં તેઓ જાતે જ મૂર્ખ બન્યા છે; ખુલ્લા પડ્યા છે. આપણા રાષ્ટ્રીય જીવનની એક ઘૃણાજનક દિશા લોકોની નજરે હવે ચઢી ચૂકી છે. ૭ ૭ મહિનાઓ સુધી એમણે જનતાને આંધળી બનાવી ભરમાવી છે, એનાં લોહી વહેવડાવ્યાં છે. પરંતુ હવે એમનો અંત નજીક આવી રહ્યો છે, ગાંધીજીના ઉપવાસે આકાશ સ્વચ્છ કર્યું છે અને નેતાઓની મુક્તિ થશે એ દિવસે એમનો મૃત્યુ ઘંટ વાગશે, એ વિષે શંકા નથી.

૩

# સંગ્રામ ખરો પણ કેવી રીતે ?

## કોન્ગ્રેસ નેતાઓને ખુલ્લો પત્ર

[ ઓગસ્ટની ૯મી એ મુંબઈમાં મળેલી કોન્ગ્રેસની એ. આઈ. સી. સી. ને ટાણે કાર્યવાહીના સભ્યો જોગ હિંદી કમ્યુનિસ્ટોનો ખુલ્લો પત્ર. ]

**વહાલા બિરાદરો !**

આપણા પ્રાચીન વતનને માથે આજે ભયંકર આફતની ઘડીઓ ઝઝૂમે છે. પરદેશી શાહીવાદી નોકરશાહી આપણી મહાન પ્રજાને જંજીરોમાં જકડી રાખી સત્તાને આસને બેઠેલી છે. આપણા દેશની સામે પૂર્વ પશ્ચિમ બંને બાજુએથી જપાન અને જર્મનીની પરદેશી ફોજોના હલ્લાનો ભય ત્રાટકી રહ્યો છે. અને આપણી આંખો સામે જ પૂર્વમાં બહાદર ચીની પ્રજા અને પશ્ચિમમાં વીર રુસી જનતા ગોઝારા ફાસિસ્ટો સામે ભવ્ય એવો જંગ ખેલી રહેલ છે. તેઓ એ ધાડાંને પોતાની અદ્દભુત તાકાત વડે આગળ વધતાં ખાળી રહેલ છે. અને આ રીતે, તેઓ રાક્ષસી ફાસિસ્ટ ધાડાંઓથી પોતાના વતનનું રક્ષણ તો કરે જ છે, પણ સાથોસાથ આપણા વતનને ય એમણે ઉગારી લીધો છે.* પરંતુ એનો અર્થ એ નથી કે આપણે સદાને માટે સલામત છીએ. આપણે આજે નહિ તો કાલે આપણી દેશાભિમાની ફરજ અદા કરવા, આપણા પ્યારા વતનની રક્ષા કરવા તૈયાર થવું જ પડશે.

---

* જપાનના ઝેરી નહોર હિંદ પર ફેલાઈ રહ્યા છે. આસામ, ચિતાગોંગ અને કલકત્તા ઉપર તે લગાતાર મોતની આગ વરસાવી રહેલ છે. પરંતુ બહાદૂર ચીનાઓએ એને પોતાની ધરતી પર ખાળી રાખી હિંદપરની તેની બધી મુરાદોને આજલગી ધૂળ મિલાવી છે.

આવી જ રીતે હિટલરની નેમ પણ રુસના દક્ષિણ પ્રદેશને વીંધી, બાકુના તેલના કૂવા લૂંટી, ઈરાનમાં થઈ હિંદ પર ત્રાટકી પડવાની હતી. પરંતુ, સોવિયેતની લાલ સેનાની ભવ્ય કુરબાનીઓએ એની એ મુરાદના પણ ભુક્કા ઉડાવી દીધા છે.

આમ, ચીન અને સોવિયેતે પોતાના મુલ્કની સાથોસાથ હિંદની ય રક્ષા કરી છે—સં.

આપણા ગૌરવભર્યા વતનની આઝાદીના આંદોલનના તમે માનવંતા અગ્રણીઓ છો. મહાન કોન્ગ્રેસ આ આંદોલનનું મૂર્તિમંત સ્વરૂપ છે. અનેક શહીદોની કુરબાનીઓમાંથી એ પેદા થયેલ છે. આ દેશનાં લાખો નરનારીઓના સાથ અને સહકાર પર એ ઊભેલી છે. એથી જ તો અર્ધી સદીની આપણી આઝાદીની લડતની દોરવણી કરવાની ગંભીર જવાબદારી તમારે શિર છે. અમે કમ્યુનિસ્ટો — અમારી પાર્ટી માત્ર ૧૫ વરસનું બાળક છે. અમે મહાન રાષ્ટ્રીય લડતના ઉદરમાંથી જ જન્મ્યા છીએ. અને અમે અમારાથી શક્ય એટલી જહેમત ઉઠાવી અમારી જનતાને મજબૂત બનાવવા મથ્યા છીએ. અમે કોન્ગ્રેસના અમારા સભ્યપદ માટે મગરુર છીએ. એને અમે રાષ્ટ્રીય વારસાની મહામૂલી પૂંજી તરીકે, વતનની આઝાદીના જંગમાં અન્ય સાથીદાર દેશભક્તો સાથે ખભેખભો અડાડીને ઝૂઝવાની એક પ્રેરણારૂપે લેખીએ છીએ.

અત્યારના રાષ્ટ્રીય સંકટના દિવસોમાં તમે જે દોરવણી આપી છે એને વિષે અમે અમારું દિલ ખુલ્લું કરી બે શબ્દ કહેવા માગીએ છીએ. એને અમે અમારી એક ફરજ સમજીએ છીએ. અમે માનીએ છીએ કે તમારી આગળ અને આઝાદીના બીજા સાથીદારોની આગળ બે શબ્દ બોલવાનો અમને હક્ક છે.

તમે અત્યારે એક અવાજે દેશને જે દોરવણી આપી રહ્યા છો એ પહેલાં તમારી અંદર અંદરની પરિસ્થિતિ જુદી હતી. તમારી અંદર બે મત હતા, એ કાંઈ છૂપી વાત નથી. સૌથી મહાન નેતા ગાંધીજી પોતે જ એક એવી ભ્રમણામાં હતા કે જપાન હિંદ પર હલ્લો ન યે કરે, જપાન સાથે માનભર્યું સમાધાન કરવાની પણ શકયતા છે... વગેરે. અને ગાંધીજીના ચૂસ્ત અનુયાયીઓએ દેશના સંરક્ષણ માટે મોરચો ખડો કરવાની વાતને ચાર દિવસના ચાંદરણાની વાત કહી હસી પણ કાઢી હતી. એમણે એ દલીલ પણ કરી હતી કે દેશના રક્ષણની વાત કરવામાં અને રાષ્ટ્રીય સરકાર માટેની લડતમાં આપણે બહુ મોડા પડ્યા છીએ. પણ બીજા તમામ વિચારવંત દેશભક્તોની જેમ અમને એ જાણીને આનંદ થાય છે કે પંડિત જવાહરલાલ, મૌલાના આઝાદ તથા બીજા કેટલાક નેતાઓની સમજાવટને પ્રતાપે ઉપર કહી તેવી આત્મઘાતી નીતિને તિલાંજલિ આપવામાં આવી છે.

અમને એ જાણી પારાવાર ખુશી ઉપજે છે કે રાષ્ટ્રીય આગેવાનીમાંની નિરાશાવાદી નીતિનો પરાજય થયો છે અને તમે સૌ એકમતે એવા નિર્ણય પર આવ્યા છો કે—

— હિંદ પોતાનું રક્ષણ કરવું જ જોઇએ.
— હિંદ ફાસિસ્ટોના હુમલાનો સામનો કરવો જ જોઈએ.
— હિંદ સંયુકત મિત્ર રાષ્ટ્રોની હરોળમાં ઊભા રહેવું જોઈએ.
— હિંદને પોતાની રક્ષા કરવાની સ્વતંત્રતા અને તક હોવી જોઈએ.
— આઝાદીના જંગ માટે લડવાની હિંદને સ્વતંત્રતા હોવી જોઈએ.

આમ છતાં તમે અત્યારે જે દોરવણી આપી છે એ આથી ઉલટી જ છે. અમને એથી અત્યંત દુઃખ થયું છે. તમારી અત્યારની દોરવણી તમે દેશ સમક્ષ જે કર્તવ્યો રજૂ કર્યાં છે એની નજીક નહિ પણ એનાથી દૂર લઇ જનારી છે, એની અમને દૃઢ ખાત્રી થઈ ગઈ છે.

ગુનેગાર તરીકે તમે શાહીવાદી નોકરશાહી ભણી આંગળી ચીંધી છે, એ તદ્દન વ્યાજબી જ છે. તમે કહો છો એ તદ્દન સાચું છે કે — ' આ નોકરશાહી ફાસિવાદી હલ્લાખોર સામે દેશનું રક્ષણ કરવાં બિલકુલ નાકાબેલ છે; એટલું જ નહિ પણ એ આપણને પણ આપણી માતૃભૂમિનું રક્ષણ કરવા દેતી નથી. અને એથી તમે એમ કહો છો કે ' ફાસિવાદીઓ સામે લડતાં પહેલાં આમની સામે લડી લઈએ. '

તમારી આ છેલ્લી દલીલનો શાંત ચિત્તે વિચાર કરીએ.

**આ શાહીવાદી નોકરશાહી જવી જ જોઈએ એ વિશે શંકા નથી. એ આપણા દેશની રક્ષા નહિ કરી શકે; એ તો આપણને હાથપગ બાંધીને ફાસિસ્ટોના હાથમાં જ સોંપી દેશે—જેમ એમણે મલાયા અને બ્રહ્મદેશમાં કર્યું તેમજ. સવાલ એટલો જ છે કે આવી આ નોકરશાહીને સત્તાને સ્થાનેથી કેવી રીતે હડસેલી કાઢવી ?**

આનો રસ્તો અમારા મત પ્રમાણે એક જ છે — આપણા દેશની તમામ તાકાત એકત્ર કરવી; આજની હાલતમાં એનો અર્થ એ કે તમામ રાજકીય પક્ષો, તમામ સંસ્થાઓની **રાષ્ટ્રીય એકતા** હાંસલ કરવી. આવી રાષ્ટ્રીય એકતા માટેનું આંદોલન એ જ નોકરશાહી સામેની સાચી લડત છે. કોન્ગ્રેસ અને લીગ આપણા દેશની બે મહાન સંસ્થાઓ છે. એ બંને સંસ્થાઓની

એકતા થાય અને તમામ દેશાભિમાની પક્ષો એમની પડખે ઊભા રહે એને માટે આપણે મથવું જોઈએ. આવી **રાષ્ટ્રીય એકતા** હાંસલ કરી શકીએ તો નોકરશાહીની શી ગુંજાશ છે કે એની સામે આડા હાથ ધરી શકે? આવી પ્રચંડ રાષ્ટ્રીય એકતા આગળ ઝૂક્યા વિના એનો છૂટકો ન થાય; રાષ્ટ્રીય સરકાર સ્થપાયા વિના રહે જ નહિ. માટે જ **આઝાદી માટે એકતા!**

તમે પોતે જ તો રાષ્ટ્રીય આંદોલનની એક ચાવી રૂપે આજ લગી એકતાને આગળ ધરતા આવ્યા છો. આજે તમે એને બદલે ઊલટું કહો છો કે પહેલાં આઝાદી, પછી એકતા! શું એકતા, સમસ્ત રાષ્ટ્રની એકતા વિના આઝાદી આવી શકનાર છે? શું સરકાર આપણને આઝાદી ભેટરૂપે આપી દેનાર છે? આઝાદી માટે તમામ રાષ્ટ્ર એક બની લડ્યા વિના છૂટકો જ નથી. આઝાદીનો જંગ પહેલાંની જેમ આજે ય આગળ બઢાવવાનો છે. આ જંગનું સ્વરૂપ આજે રાષ્ટ્રીય એકતા હાંસલ કરવી એ જ છે. પણ તમે તો આને જ 'અશક્ય' કહીને ફગાવી દો છો! પણ આ નોકરશાહીના હાથમાંથી છૂટવું હોય ને જપાની દરિંદોના હાથમાં ય ન પડવું હોય તો આ જ એકમાત્ર માર્ગ છે. ચીન અને સોવિયેતની પ્રજાએ ફાસિસ્ટ ફોજોને ખાળી રાખી આપણને જે કીમતી સમય આપ્યો છે એનો સદ્ઉપયોગ કરવો હોય તો આ એક જ માર્ગ છે. પણ તમે તો તમારી પીઠ ફેરવી લીધી છે.

તમે બ્રિટિશ નોકરશાહોને મુલક છોડી ચાલ્યા જવા કહી નાખ્યું છે. આનો અર્થ તો એ થયો કે તમે એમને ભલા સજ્જન તરીકે માની લો છો. અને સજ્જન તરીકે જ વર્તે એવી અપેક્ષા રાખો છો. જ્યારે તેઓ તો આપણને ગુલામ બનાવનાર છે. હિંદીઓ માટે હિન્દુસ્તાન છોડી દઈ ચાલ્યા જાય એવી અપેક્ષા એમની પાસે કેવી? અને એ લોકો નથી ચાલ્યા જતા ત્યારે તમે સ્વાભાવિક રીતે આશા રાખો છો કે સંયુક્ત રાષ્ટ્રોએ વચમાં પડવું જોઈએ. બીજા દેશો આપણું કામ કરી આપે એવી અપેક્ષા રાખવી એ શું આપણા પોતાના સ્વમાનને ઘાતક નથી?

જો બ્રિટન, અમેરિકા, ચીન અને બીજા સ્વતંત્ર દેશોની પ્રજા બ્રિટિશ સલ્તનતને સાચું ભાન ન કરાવી શકે તો તમે શું સૂચવો છો? તમે આપણી પરંપરાગત "લડત" શરૂ કરવા માગો છો. પણ આજના આ દિવસોમાં **આવી "લડત" થી** આપણે નોકરશાહીને નાબૂદ તો નહિ જ કરી શકીએ, પણ ઊલટી મજબૂત બનાવીશું. ક્રિપ્સ સાથેની વાટાઘાટોમાંથી

તમારામાંના ઘણા અનુભવથી જાણી ચૂક્યા છો, અને કેટલાકે તો ખુલ્લંખુલ્લા કહ્યું પણ છે કે બ્રિટિશ સલ્તનત નથી ઇચ્છતી કે હિંદી પ્રજા ફાસિસ્ટ હલ્લાખોરો સામે લડે; કેમકે તેઓ સમજે છે કે એનું પરિણામ હિંદની આઝાદીમાં જ આવે અને તેમની સત્તાનો અંત આવે.

તમે જે "લડત"ની વાત કરો છો એનું પરિણામ શું શાહીવાદીઓ અને નોકરશાહોના જ લાભમાં નહિ આવે? તેઓ તાબડતોબ તમને સૌને કૉન્ગ્રેસના તમામ સક્રિય કાર્યકર્તાઓને જેલમાં ઠોકી દેશે અને તદ્દન નફ્ફટ રીતે જાહેર કરશે કે હિંદમાં અંધાધૂંધી થાય ને એનો લાભ જપાની લે, એટલા માટે અમે આ રસ્તો લીધો છે.

જ્યારે આજે લોકોને શાની જરૂર છે? આજે તો નેતાઓ લોકોની વચ્ચે રહે અને તેમને હિંમત ને દોરવણી આપે એની સૌથી વધુ જરૂર છે. નોકરશાહી નેતાઓ અને જનતાને અલગ પાડી દેવા ઇચ્છે છે ને "લડત"ને બહાને તે સહેલાઇથી એમ કરી શકશે.

આજે તમારે માથે મહાન ઐતિહાસિક જવાબદારી ઊભી છે. દેશના બચાવ માટે જનતાનું માનસ તૈયાર કરવાની આ ઘડીઓ છે. એને બદલે તમે "લડત" દ્વારા જનતાને નેતા વિનાની બનાવી માત્ર નોકરશાહોની દયા ઉપર છોડી દેશો! તમે આપણા વતનનું રક્ષણ ભાડુતી લશ્કર અને પરદેશી હકુમતના હાથમાં સોંપીને ચાલ્યા જશો! અને ખ્યાલ કરો, આપણા વતનની શી દશા થશે? તમને શું એમ નથી લાગતું કે આપણી પ્રજાને માથે મલાયા અને બ્રહ્મદેશની કારમી બદનસીબી ઊતરી પડશે? તમને શું આ ખ્યાલ કંપારીથી ભરી નથી દેતો? શું તમને એમ નથી થતું કે રાષ્ટ્રીય સરકાર હાંસલ કરવા તાબડતોબ કૉન્ગ્રેસ–લીગ એકતા સાધવાની જવાબદારી તમારે શિર ઊભેલી છે?

તમે "લડત" શરૂ કરશો એનો લાભ લઈ નોકરશાહી દુનિયાની આઝાદી–પસંદ જનતા સમક્ષ હિંદી રાષ્ટ્રીય આંદોલનને "પાંચમી કતાર" તરીકે બદનામ કરવાની તક ઝડપી લેશે જ. અને આપણે ગમે તેટલા જોરથી જાહેર કરીએ કે 'અમે ફાસિવાદના કટ્ટા દુશ્મન છીએ, અમે સંયુક્ત રાષ્ટ્રોના મિત્ર છીએ', પણ બ્રિટિશ નોકરશાહોને ફેંકી દેવાની જે રીત તમે વિચારો છો એથી, આપણી ગમે તેટલી અનિચ્છા છતાં, ફાસિવાદી જપાનીઓને જ મદદ થવાની. દેશની અંદરની અંધાધૂંધીનો લાભ તેમને મળવાનો જ. અલબત્ત, તમે તમારા દિલમાં તો એમ વિચારો છો કે 'જપાની

હલ્લાખોરો સામે અમારે લડવું છે એટલા માટે જ તો એ લોકો તૂટી પડે એ પહેલાં અમે આ બ્રિટિશ નોકરશાહોને ખલાસ કરી નાખવા માગીએ છીએ.' પણ શાહીવાદી સત્તાધારીઓ તો દુનિયાનું ધ્યાન ટોકિયો અને બર્લિન રેડિયો તરફ જ દોરશે અને કહેશેઃ જુઓ, કૉન્ગ્રેસની લડત ફાસિસ્ટોને કેટલી બધી ફાવતી છે! આને લીધે એ સંયુક્ત રાષ્ટ્રોની પ્રજાનું વલણ કેવું થશે? આપણે આપણી ન્યાયી રાષ્ટ્રીય માંગણી માટે એ સંયુક્ત રાષ્ટ્રોની પ્રજાઓ વચમાં પડે એમ ઇચ્છીએ છીએ પણ તમારી 'લડત' એમનો જ રસ્તો ઊલટો મુશ્કેલ બનાવી દેશે. જેમને બહુ સમજ નથી એ લોકો કહેશે કે 'ભાઈ હિન્દી નેતાઓ ઉપર તો ભરોસો રખાય એમ નથી;' અને આપણા જે હમદર્દો હશે એ આપણને 'પંથ ભૂલેલા' કહેશે. શું આ રીતે આપણે દુનિયાનાં લોકતંત્રને આપણી તરફ ખેંચી શકવાના હતા?

અમે આપ સૌને અરજ ગુજારીએ છીએ કે જે લડત તમારા ખ્યાલમાં છે એના પર ફરી એક વાર વિચાર કરો. એ "લડત" પરદેશી હકુમતને ફટકો મારશે કે આપણા પોતાના જ ધ્યેયને? ખ્યાલ કરો.

હિંદની આઝાદીનો જંગ આપણે લડવાનો છે, ને આપણે જ લડવાનો છે. એટલું જ નહિ પણ સમસ્ત દુનિયાની હરોળમાં ઊભા રહી વિશ્વવ્યાપક ધોરણે આપણે એ જંગ જીતવાનો છે. એક જૂનો દુશ્મન આપણને જકડી રહ્યો છે, ત્યારે એક બીજો એથી ય હલકટ આપણી સામે ધસી આવે છે. આવી સ્થિતિમાં આપણી સામે એ સવાલ નથી કે 'આને રાખવો કે પેલાને આવવા દેવો.' જપાનીઓ આવી બ્રિટિશ શાહીવાદના 'ભુક્કા ઉડાવી દઈ' આપણે ગળે ચઢી બેસે તો ય આપણે માટે ગુલામીની ગુલામી જ રહેવાની. એથી જ તો આપણી સામે સવાલ જુદો જ છે. આપણે તો વિચારવાનું છે કે, **વખતસર** આ નોકરશાહીના હાથમાંથી આપણા દેશને બચાવી લઈ રાષ્ટ્રીય સરકાર સ્થાપી, સફળ રાષ્ટ્રીય મોરચો રચી, આઝાદ દુનિયામાં આઝાદ હિંદની સ્થાપના કરવા શક્તિમાન થઈ શકીશું કે કેમ?

અને આને માટે આપણી પાસે, આપણા સભર ભાથામાં આજે એક જ બાણ એવું છે જે આપણને બચાવી શકશે, આઝાદીને પંથે લઈ જઈ શકશે. એ છે રાષ્ટ્રીય એકતા. આજે આપણા સમસ્ત રાષ્ટ્રનું જીવન જોખમમાં છે, માટે જ તો આજે સમસ્ત રાષ્ટ્રની એકતા જ સાચું હથિયાર છે, અને એ શક્ય પણ છે. આપણે આ વાત સમજીએ ને એક મોરચે ખડા થઈએ. એકતા આપણી ઢાલ છે ને તલવાર યે છે. ગુલામોનું એ એકમાત્ર જબ્બર હથિયાર છે.

તમે આપણા દેશના રાહબર છો. તમે એક પણ એવું ગલત પગલું ભરી બેસો કે જેથી આપણા દેશ ઉપર સત્યાનાશનું તાંડવ તૂટી પડે ને ફાસિવાદને ચરણે આપણે સૌ વધેરાઈ જઈએ, એ તો કેમ જ સહન થાય ? માટે જ રાષ્ટ્રીય સરકાર માટે રાષ્ટ્રીય એકતાનું ઘડતર કરવાનું છે. એક વાર આપણે આવી એકતા સાધી શકીએ તો બ્રિટિશ પંજો સરકી ગયા વિના નહિ રહે, ને આપણે ફાસિસ્ટ હલ્લાખોરો સામે અસરકારક મોરચો ખડો કરવા શક્તિમાન થઈશું જ થઈશું. માટે જ તો—

**—શાહીવાદી નોકરશાહી સામે, રાષ્ટ્રીય સરકાર માટે રાષ્ટ્રીય એકતા સ્થાપો.**

**—ફાસિસ્ટ હલ્લાખોરો સામે રાષ્ટ્રના બચાવ માટે રાષ્ટ્રીય એકતા કાયમ કરો.**

આજના દિવસોમાં—જ્યારે ઘરની અંદર ને બહાર દુશ્મન છે ત્યારે રાષ્ટ્રીય લડતનો સાચો માર્ગ રાષ્ટ્રીય એકતા જ હોઈ શકે.

ગાંધીજી જે જાતની 'લડત'ની કલ્પના કરે છે, અને તમે બધાંએ જેમાં સંમતિ આપી છે એ 'લડત' નથી પણ "જુગાર" છે. આઝાદીની એ લડત નથી, પણ જેલમાં જવાનો માર્ગ છે; જનતાની એમાં દોરવણી નથી પણ એની તરછોડણી છે. એથી શાહીવાદી નોકરશાહીને નાબૂદ કરી શકાવાની નથી, પણ આજે એના હાથ મજબૂત થશે ને કાલે એના હાથમાંથી આપણે બીજા જાલિમના હાથમાં સોંપાઈ જશું. આવી 'લડત' આઝાદી નહિ, પણ ફાસિવાદ આણશે.

**દેશને ફાસિસ્ટ દરિંદો સામે લડવા તૈયાર કરો. આઝાદીની જ એ લડાઈ છે; એ એક જ માર્ગે આપણે આઝાદી હાંસલ કરી શકીશું.**

**રાષ્ટ્રને એકત્ર કરવા નીકળી પડો. કોન્ગ્રેસ–લીગ એકતા હાંસલ કરો ને જુઓ કે નોકરશાહી ખલાસ થઈ ગઈ છે, રાષ્ટ્રીય સરકાર તમારા હાથમાં છે.**

**તમે અમને સાચે માર્ગે દોરો, અમે વફાદારીથી તમારી પૂંઠે આવીશું.**

**હિંદ આઝાદ દુનિયામાં આઝાદ બની બહાર આવશે.**

**— ઈન્કિલાબ ઝિન્દાબાદ —**

## ૪

# કમ્યુનિસ્ટ અને કોન્ગ્રેસ

[ 'પીપલ્સ વૉર' તા. ૨૬ જુલાઈ ૧૯૪૨ ના અંકનો અગ્રલેખ ]

"**વર્ધાનો ઠરાવ** પાસ થશે તો કમ્યુનિસ્ટો કોન્ગ્રેસ સામે લડશે," "કમ્યુનિસ્ટો કોન્ગ્રેસ છોડી દેશે" આવા બરાડા સરકારી પ્રેરણા પર જીવતાં અખબારો પાડે છે. ન્યુ દિલ્હીની વડી સરકાર બહુ આશા ભર્યે હૈયે રાહ જોઈ રહી છે. સર ફિરોઝખાન નૂન (સંરક્ષણ પ્રધાન) અત્યંત ઉદ્ધત ભાષામાં થોડાક વફાદાર ખાંધિયા સિવાયના તમામને "પાકા પૂરા ફાસિસ્ટો" કહી ધુત્કારે છે; અને એમની ગણત્રી એવી છે કે કમ્યુનિસ્ટો પેલા થોડાક 'વફાદારોમાંના પત્રકમાં' નોંધાઈ જશે.

આની પાછળ શી રમત છે? રમત સાવ સાદી છે. નોકરશાહી કોન્ગ્રેસને અલગ પાડી તેને ઉખાડી નાખવા માગે છે. આપણા રાષ્ટ્રીય સંગઠિત શક્તિના એ ભવ્ય વારસાને તે ચગદી નાખવા માગે છે. કેમકે તેને પ્રજાની જીવલેણ બીક છે. એની મુરાદ હિંદી પ્રજાને બાકાત રાખી હિંદનું રક્ષણ કરવાની છે; કોન્ગ્રેસને છિન્નભિન્ન કરી નાખી, કોન્ગ્રેસને મૂળથી કાપી નાખી હિંદી પ્રજાની કમ્મર તોડી નાખવાના તે મનસુબા સેવે છે. આ દેશમાં વસતા એકે એક પ્રતિષ્ઠાલોભીને, રાજકારણને આંગણે પોતાનું નસીબ અજમાવી જોનારા પ્રત્યેક સાહસખોરને અને પ્રત્યેક પ્રત્યાઘાતીને તેણે કોન્ગ્રેસવિરોધી મોરચામાં શામેલ થવા આમંત્રણ આપ્યું છે. નોકરશાહીની આ આંધળી નીતિ તો આજે દેશના જ બચાવને છેહ દે છે, અને જપાનને મદદ કરે છે. એટલું જ નહિ પણ તેઓ એમનાં પોતાનાં કરતૂકો માટે આપણી પ્રજાને, આપણી દેશાભિમાની સંસ્થા કોન્ગ્રેસને બદનામ કરવા ઇચ્છે છે.

નોકરશાહીની આ રમતમાં અમે રજમાત્ર ફસનાર નથી. અમે કોન્ગ્રેસમાંથી નીકળી જઈ કોન્ગ્રેસમાં ભાગલા પડાવવાનું કૃત્ય હરગીઝ કરનાર નથી. અમે જનતાના છીએ, જનતાની મહાન સંસ્થામાં રહેવાનો અમારો જન્મસિદ્ધ હક્ક છે, ને અમે રહીશું જ. અમે અંદર રહીને અમારાથી થાય એટલું કરીને કોન્ગ્રેસી દેશભક્તોમાં સાચી દેશાભિમાની નીતિ જગાવીશું. ભલે અમને

તત્કાલ સફળતા ન મળે. પણ અમને ખાત્રી છે કે આજે નહિ તો કાલે આખા દેશે અમારી દેશાભિમાની નીતિ સ્વીકાર્યા વિના છૂટકો નથી થવાનો. મુંબઈમાં તાજેતરમાં મળનાર એ. આઈ. સી. સી. માં અમને વધારે મત નહિ મળે એ અમે જાણીએ છીએ. પણ એથી શું થયું? દેશદાઝની લાગણી જન્માવવાની ઘડી કદી ચાલી જતી નથી. દેશાભિમાની લોકોને એકત્ર કરવાનું અને માતૃભૂમિની રક્ષા કરવાનું કામ કદી 'મોડું' થતું નથી; 'અશક્ય' બનતું નથી.

આજે અમે કમ્યુનિસ્ટો માતૃભૂમિની રક્ષા માટે એકતાનું જે કાર્ય શરૂ કર્યું છે તે નાનું સૂનું નથી. આપણા દેશનું અસ્તિત્વ કાયમ રાખવાના મહાન જંગની એ તો શરૂઆત છે. આજે આપણા માથા પર નોકરશાહી ચઢી બેઠેલી છે, અને આપણે બારણે રાવણી જપાની ધાડાં ડોકાઈ રહ્યાં છે ત્યારે આપણે એકતાનો મહાન જંગ પાર પાડવાનો છે. દેશના તમામ દેશભક્તોની એકતા! આપણાં ઘરબાર ને સ્વજનો, આપણાં સર્વસ્વની રક્ષા માટે એકતા! આ જ આપણો ઉગાર છે. પણ નોકરશાહી તો આજે આપણા દેશમાં જે કાંઈ એકતા છે તેને ય છિન્નભિન્ન કરવા માગે છે. **અમે એના હાથા નહિ બનીએ. અમે ઊલટા કોન્ગ્રેસની એકતા જાળવી રાખવા અને એને વધારવા મથીશું. નોકરશાહી રાજને ખતમ કરી રાષ્ટ્રીય સરકાર સ્થાપવા અમે સમસ્ત રાષ્ટ્રને એકત્ર કરવા મથીશું.**

પણ બીજા હાથ પર આપણા રાષ્ટ્રીય નેતાઓ શું કહે છે? તેઓ કહે છે કે "કમ્યુનિસ્ટો કોન્ગ્રેસના વિરોધમાં પડ્યા છે." અને એમણે કોન્ગ્રેસમાંથી નીકળી જવું જોઈએ. નહિ તો શિસ્તનાં પગલાં લેવાશે." આવી આંધળી નીતિથી કોને ફાયદો થશે? બ્રિટિશ નોકરશાહીને જ એથી લાભ થશે. શું આપણા દેશનેતાઓ આટલી સાફ વાત નથી જોઈ શકતા? આખા દેશને એકત્ર કરવાને બદલે તેઓ જે કાંઈ એકતા છે એને ય છિન્નભિન્ન કરી રહ્યા છે. આપણા દેશની આ ઐતિહાસિક કટોકટીના દિવસોમાં કોન્ગ્રેસમાં ભાગલા પાડવા, એને કમજોર થવા દેવી, એનો અર્થ તો એટલો જ કે હમણાં આ દેશની પ્રજાને બિનજવાબદાર નોકરશાહીના હાથમાં પડી રહેવા દેવી, ને આવતી કાલે જપાનીઓના હાથમાં ફેંકી દેવી. દેશના દુશ્મનો આ હેતુ પાર પાડવા માટે મરણિયા પ્રયત્નો કરે છે. ફિરોજખાન નૂન અમને કોન્ગ્રેસની અંદરથી નીકળી જવા કહે છે; કોન્ગ્રેસના કેટલાક નેતાઓ પણ એવી જ

માગણી કરે છે! ના. પણ અમે એકે રીતે નહિ ઉશ્કેરાઇએ. કેમકે અમે જાણીએ છીએ કે આજે દેશના બચાવ માટે જો સૌથી જરૂરી કોઈ હોય તો તે એકતા છે. કોન્ગ્રેસને વધુ ને વધુ મજબૂત બનાવવાની જરૂર છે. પરદેશી નોકરશાહી સામે તેમજ જપાની હુમલાખોર સામે આ જ એક હથિયાર આપણી પાસે છે, જેને જોરે આપણે બંનેને મહાત કરી શકીશું. આને બદલે આપણા નેતાઓ ઊલટું જ સૂચવી રહ્યા છે!

અમે કમ્યુનિસ્ટો આપઘાતની નીતિથી જરાપણ નહિ ઉશ્કેરાઇએ. અમે કોન્ગ્રેસની એકતા માટે, કોન્ગ્રેસ અને લીગની એકતા માટે ઝૂઝીશું. ફાસિસ્ટો અને બ્રિટિશ નોકરશાહી સામે અમે સમસ્ત દેશની એકત્ર તાકાત ખડી કરીશું. કોન્ગ્રેસ જે જાતની "લડત" ની વાત કરે છે તેનો અમે વિરોધ કરીએ છીએ કેમકે એથી કોન્ગ્રેસની એકતા વધવાની નથી, એથી દેશની એકતા વધવાની નથી; એથી નોકરશાહીના જ હાથ મજબૂત થશે. અને જપાનના હલ્લાના આ કારમા દિવસોમાં જનતા નેતા વિનાની અને ખેરવિખેર બની ફાસિસ્ટોની સહેલી શિકાર બનશે. જે "લડત" નો વિચાર કરવામાં આવે છે એથી આઝાદી તો નહિ આવે, પણ હત્યારા જપાનીઓ આવશે.

કોન્ગ્રેસના ઉમદા અને ઉજ્જ્વલ વારસાને અણનમ રાખવાની મહાન જવાબદારી આજે અમારા કુમળા સ્કંધો પર આવી પડી છે. અમે અત્યંત વિશ્વાસપૂર્વક આ જવાબદારી ઉઠાવવા તૈયાર થયા છીએ. એક કમ્યુનિસ્ટને બરતરફ કરતાં ચાર નવા પેદા થશે. બીજો કોઈ રસ્તો જ નથી. કોઈ પણ સાચા દેશાભિમાની માટે બીજો કોઈ માર્ગ નથી. સૌએ ખભેખભો અડાડી દેશાભિમાની મોરચો ખડો કરવાનો છે. દેશદાઝ આજે ઓછામાં ઓછી એક વાત તો માગે છે, ને તે આખા દેશની એકતા. અમારી સામે આજે એક માત્ર કર્તવ્ય છે—આ દેશના એકે એક સાચા દેશાભિમાનીના દિલમાં રહેલી દેશદાઝ પર સમસ્ત દેશની એકતા ખડી કરવી. ચીની કમ્યુનિસ્ટો જપાન સામેના જંગની માગણી કરતા હતા ત્યારે ચાંગ-કાઈ-શેકે એમની જ સામે મુખ્ય હલ્લો ચાલુ રાખ્યો હતો; ચીની કમ્યુનિસ્ટોને દગાખોર તરીકે ભાંડવામાં ય આવ્યા હતા. પણ અંતે શું બન્યું? કમ્યુનિસ્ટો દેશ સમસ્તની એકતા સરજી શક્યા. એ જ એમને મન વિજય હતો. આજે ચીની જનતા સમસ્ત એશિયાની પ્રજાને પ્રેરણા પાઈ રહી છે. આજે ચીની કમ્યુનિસ્ટોને માભોમના

ઉમદા બેટાઓ તરીકે સૌ બિરદાવે છે. અમે હિંદી કમ્યુનિસ્ટો અમારા ચીની બિરાદરો પાસેથી પાઠ ભણ્યા છીએ. ચીનનો દેશભક્ત ૧૦-૧૦ વરસના આંતરવિગ્રહને અંતે એકતાનો જે પાઠ શીખ્યો છે એ આપણો દેશવાસી વહેલામાં વહેલી તકે શીખી લે એ માટે અમે અથંભ અવિરામ કામ કરીશું. ચીની આંતરવિગ્રહનાં ૧૦ વરસોએ જો કોઈને પણ મદદ કરી હોય તો તે માત્ર જપાનીઓને. જ્યારે, આ છેલ્લાં પાંચ વરસની એકતાએ—એ એકતાના અનન્ય મોરચાએ જો કોઈને પણ ફટકો માર્યો હોય તો તે જપાનીઓને.

**—રાષ્ટ્રના બચાવ માટે રાષ્ટ્રીય એકતા.**

**—રાષ્ટ્રીય એકતા દ્વારા રાષ્ટ્રની આઝાદી.**

અમારી આ ટાણે આ અપીલ છે, આ એલાન છે.

## ૫
# વિજયને માર્ગે આગે બઢો

[ હિંદી કમ્યુનિસ્ટ પાર્ટીની સેન્ટ્રલ કમિટીની વિસ્તૃત બેઠકે
સપ્ટેમ્બર ૧૯૪૨ માં પ્રસિદ્ધ કરેલું જાહેરનામું. ]

**આપણા દેશ ઉપર** તવારીખમાં કદી નહિ આવેલો એવો ભયંકર ભય ઝઝૂમી રહ્યો છે. ફાસિસ્ટ હુમલાખોરો પૂર્વ અને પશ્ચિમ બંને બાજુએથી આપણા ઉપર તૂટી પડવા આતુર છે. બીજી આઝાદ પ્રજાઓ આ ફાસિસ્ટ રાક્ષસોને આપણી પવિત્ર ભૂમિ પર આવતાં ખાળી રહી છે. પશ્ચિમમાં અજેય એવી લાલ સેનાના ભવ્ય સામનાએ તથા પૂર્વમાં ચીની પ્રજાના રાષ્ટ્રીય સંયુક્ત મોરચાએ આજે આપણા દેશને આક્રમણના ભયથી, આપણી સ્ત્રીઓને બેઇજ્જતીથી, તથા આપણી માલમિલકતને બરબાદીથી બચાવી છે. આજ લગી આપણે બીજા દેશોની પ્રજાઓનાં ખૂન વહેતાં જોયાં છે, બીજા રાષ્ટ્રોને ઝઝૂમતા નિહાળ્યા છે. પણ હવે તો આપણે જ આપણું ખૂન વહેવડાવવું પડશે; આપણે જાતે આપણા ભાગ્યનું નિર્માણ કરવું પડશે.

સમસ્યા સાફ અને સાદી છે. કાં તો ફાસિસ્ટ પંજા નીચે મૃત્યુ, યા તો સફળ રાષ્ટ્રીય મોરચા દ્વારા આઝાદી. હિંદી અવામનું એ સદ્‌ભાગ્ય છે કે તેની સાથે મહાન અને ભવ્ય સાથીદારો છે. સોવિયત રુસ તથા રાષ્ટ્રવાદી ચીન, ઉપરાંત બ્રિટન તથા અમેરિકાની જનતાની ભવ્ય સાધનસામગ્રી અને સમસ્ત દુનિયાની આઝાદી–પસંદ માનવતા એની પૂંઠે છે. હિંદુસ્તાનના સંરક્ષણનો સવાલ હાથ ધરી આપણે સંયુક્ત રાષ્ટ્રોના મોરચાના ભાગીદાર બનીએ છીએ. એ રાષ્ટ્રોની પ્રજાઓ આઝાદી અને પ્રજાતંત્રની હિમાયતી છે એટલું જ નહિ, પણ એમની પાસે એટલી તો સાધન સામગ્રી છે કે ફાસિવાદને નાબૂદ કરી આઝાદીની તાકાતનો વિજય થયા વિના રહેનાર નથી. આમ એક બાજુ, **જે ઘડીઓ આપણા વિનાશની ભયંકર ઘડીઓ છે, તે જ મહાન તકોથી ભરેલી છે.** અલબત્ત, આપણે આપણી મહાન પ્રજાનાં સાચા સંતાનો તરીકેની ફરજ અદા કરવાની છે. આપણી ત્રણ હજાર વર્ષની પ્રાચીન સંસ્કૃતિનાં સાચાં વારસદાર તરીકે આપણે વર્તવાનું છે.

## ભીતરનો ભય

પણ, ભારતની ચાલીસ કોટી જનતાને એક મોરચે ખડી કરવામાં વચ્ચે કોણ ઊભું છે? કોઈપણ સ્વમાની અને ઇમાનદાર હિંદીને પૂછો. દેશના સંરક્ષણ અર્થે હિંદી સરંજામને ઝડપભેર વિકસાવવામાં કોણ આડા હાથ ધરી ઊભું છે? કોઈ પણ ઉદ્યોપતિને, કોઈ પણ કામદારને, કોઈ પણ કિસાનને પૂછો; એકેક એક માણસ ગુનેગાર તરીકે બ્રિટિશ સરકાર સામે આંગળી ચીંધ્યા વિના નહિ રહે. આ પરદેશી નોકરશાહી આપણી માતૃભૂમિના રક્ષણ અર્થે, આપણી આઝાદી અર્થે સમસ્ત જનતાનું દેશાભિમાન જગાવી શકે એમ નથી. એમ છતાં આપણા રક્ષણની સત્તા પણ આપણને આપવા તૈયાર નથી! બ્રિટિશ શાહીવાદી સત્તાધારીઓ હજી આ મુલ્કને પોતાના સંસ્થાન તરીકે રાખવા ચાહે છે.

અને આવી હાલત સહન થઈ શકે એવી નથી. એથી જ તો, જેમ જેમ બહારનો ભય નજદીક આવતો ગયો તેમ તેમ હિંદુસ્તાનના રાષ્ટ્રીય આંદોલનની અંદર આંધળિયાવેડા વધવા લાગ્યા. અને જ્યારે શાહીવાદી રાજ્યકર્તાઓની સામે સત્તા આપી દેવાની સર્વમાન્ય એવી રાષ્ટ્રીય માગણી દેશની પ્રમુખ રાજકીય સંસ્થા—રાષ્ટ્રીય કોંગ્રેસ તરફથી રજુ કરવામાં આવી ત્યારે તેની આગળ નમવાને બદલે તેણે કોંગ્રેસ ઉપર જ ઘા કર્યો, નેતાઓને જેલમાં પૂરી દીધા, ને કોંગ્રેસને ગેરકાયદે જાહેર કરી. નોકશાહીએ આતશ પેટાવી રાષ્ટ્રીય કટોકટીને સો ગણી ભયંકર બનાવી મૂકી છે. હિંદી રાષ્ટ્રને સંયુક્ત રાષ્ટ્રોની છાવણીમાં તેના સાચા હક્ક સ્થાને બેસાડવાને બદલે આજે તેને ભોંમાં ભંડારી દેવાનો પ્રયાસ થઇ રહ્યો છે. નિર્દય દમનને કારણે બ્રિટિશ-વિરોધી દેશદાઝની ઉગ્ર તમન્ના ધીમે ધીમે જપાનની તરફદારી કરતી નિર્વીય લાગણીમાં ફેરવાઈ રહી છે. બ્રિટિશ શાહીવાદી નીતિ હિંદુસ્તાનને બ્રહ્મદેશને માર્ગે ઘસડી રહી છે. આ રીતે બહારનો અને અંદરનો ભય ભેગો થઈ ગયો છે. આપણો મુલ્ક બ્રિટિશ શાહીવાદના હાથમાંથી ફાસિસ્ટ શયતાનોના હાથમાં ચાલ્યા જવાનો ભય ઝઝૂમી રહ્યો છે.

આવી આ જીવલેણ હાલતમાંથી દેશને બચાવવો અને આઝાદી હાંસલ કરવી એ ફર્જ પ્રત્યેક દેશભક્તને માથે ઉભી છે.

## હતાશ દેશભક્તિ

હિંદી જનતાના હાથમાં તેમનું પોતાનું રક્ષણ કરવાની સત્તા ન આપીને દેશની રાષ્ટ્રભક્તિને ઉગ્ર હતાશાને માર્ગે આંધળા ઝનુનમાં ધકેલી દેવામાં આવી

છે. પહેલાં તો, દેશના નેતાઓને ગિરફતાર કરી લીધા એ જ એક ગુનો હતો. એથી પ્રજા કચડાઈ નથી ગઈ પણ જનતાની દેશભક્તિનો રોષજુવાળ ઊંચો ચઢ્યો છે. જનતાના આ ન્યાયી રોષને પોલિસ અને લશ્કરની તાકાત વડે કચડી નાખવાના પ્રયત્નોને કારણે જ તો દેશભક્તો આંધળા વેરથી ઊછળી ઊઠ્યા છે. પરિણામે **આઝાદીની તમન્ના જ ભાંગફોડના કૃત્યોમાં પરિણમી રહી છે.** હિંદી કમ્યુનિસ્ટ પાર્ટી છેલ્લાં પંદર વર્ષ થયાં દેશની આઝાદી માટે લડતી આવી છે. અમે મહિનાઓ પહેલાં દેશવાસીઓને ચેતવ્યા હતા કે જો આપણે સમયપર નહિ જાગી જઈએ તો આ બ્રિટિશ નોકરશાહી આપણા મુલકને બીજો બ્રહ્મદેશ બનાવ્યા વિના નહિ રહે. આજે ખરેખર આપણે બ્રહ્મદેશની દશામાં ધકેલાઈ રહ્યા છીએ. એમાંથી શી રીતે બહાર નીકળીએ તે આપણે વિચારવાનું છે. શાહીવાદીઓએ તો આપણા દેશમાં આગ લગાડી છે. આપણે એવે વખતે શું એ આગમાં તેલ રેડીશું કે એને બુઝાવવા મથીશું? પ્રત્યેક દેશભક્તની સામે અમે આ એક સાદો સવાલ રજુ કરીએ છીએ. આ એક જ સવાલ છે; બીજો કોઈ સવાલ નથી.

આપણે શાહીવાદી રમતને બરબાદ કરવી જ રહી ને જરૂર કરી શકીશું પણ ખરા. એના હાથમાં આપણે શિકાર ન જ બની શકીએ.

રાષ્ટ્રીય સંરક્ષણનાં સાધનો આપણા હાથમાં નથી, એટલા જ માટે શું આપણે એ સાધનોનો નાશ કરશું? એ તો ફાસિસ્ટ હુમલાખોરો માટે દરવાજો ખુલ્લો કરવાનો રસ્તો છે, નહિ કે રાષ્ટ્રીય સરકાર હાંસલ કરવાનો.

રાષ્ટ્રીય નેતાઓને અને હજારો દેશભક્તોને ગિરફતાર કરવામાં આવ્યા છે એટલા માટે જ શું આપણે આપણો રોષ અંધાધૂંધી તથા અરાજકતા દ્વારા વ્યક્ત કરીશું? એથી તો પોલિસરાજ નાબુદ નહિ થાય પણ વધારે મજબૂત થશે. વ્યક્તિગત મારફાડ (ટેરરીઝમ) તથા વ્યવસ્થિત આગ-લૂંટની પ્રવૃત્તિથી તો પોલિસના અત્યાચાર જ વધશે. દેશભરમાં હતાશાની લાગણી ફેલાશે. પરિણામે નિરાધાર જનતા પોતાના મુક્તિદાતા તરીકે જપાની હુમલાખોરો તરફ મીટ માંડતી થશે!

અમે તમામ દેશભક્તોને નમ્રતાપૂર્વક બતાવવા માગીએ છીએ કે નિર્બળતામાંથી નિરાશા જન્મે છે; સાચી તાકાતમાંથી તો સ્વસ્થ વિવેકબુદ્ધિ જન્મે.

ભાંગફોડ અને અંધાધૂંધી કદી સફળ ન થઈ શકે. એ નિષ્ફળ જવાને જ બંધાયાં છે. દેશભક્તોનો એકાદ સમુહ ઝનૂને ચઢી ભલે કદાચ હિન્દના

સંરક્ષણના નાશનો રસ્તો લે, ને એને દેશની મુક્તિનો ટૂંકો માર્ગ માની લે, પરંતુ તમામ દેશભક્તો આટલી હદે આંધળા બને એમ કેમ માની શકાય? આવી 'લડત' દેશના તમામ દેશભકતોને તો એક મોરચે ખડા ન જ કરી શકે. ઊલટું એથી તો રાષ્ટ્રીય આંદોલનમાં આજે જે એકતા છે તે ય ખલાસ થઈ જશે. ચેતવણીના અક્ષરો આપણી સામે લખાઈ ચૂકેલા છે. તમામ કોંગ્રેસજનો સુદ્ધાં આ 'લડત' ની પડખે નથી. મુસ્લીમ લીગ પણ દૂર ઉભી છે. અમારી પાર્ટી આ આંદોલનને આપઘાત માને છે. જે આંદોલન દેશાભિમાની પ્રમુખ પક્ષોનેય એકત્ર ન કરી શકે તે સમસ્ત રાષ્ટ્રને તો ક્યાંથી જ એક મોરચે ખડો કરી શકે? આ આંદોલનની અંદર જ તેની છિન્નભિન્નતાનાં બીજ રહેલાં છે. **હિંદના સંરક્ષણની વિરોધી એવી કોઈ પણ લડત હિંદની મુક્તિના પવિત્ર નામ નીચે પણ સાચોસાચ મુક્તિ તરફ ન જ લઈ જઈ શકે; કેવળ રાષ્ટ્રીય વિખવાદ તરફ જ ઘસડી જાય.** આ માર્ગે આપણે બ્રિટિશ શાહીવાદને તો ફેંકી નથી જ દઇ શકવાના, પણ ઊલટા આપણા રાષ્ટ્રીય આંદોલન ઉપર જ ઘા કરીએ છીએ અને ફાસિસ્ટ આક્રમણ માટે રસ્તો મોકળો કરીએ છીએ.

## મુક્તિનો માર્ગ

હિન્દની મુક્તિનો માર્ગ દેશના સંરક્ષણ સામે ઘા કરવાનો ન હોઈ શકે. દેશના રક્ષણને મજબૂત કરીને જ આઝાદી મેળવવાની હોય. **સંરક્ષણનાં સાધનોને બરબાદ કરવાથી આઝાદી નહિ પણ ફાસિઝમ જ આવે. માટે રાષ્ટ્રીય સામનાને મજબૂત કરવા થાય એટલું બધું કરો. રાષ્ટ્રના સંરક્ષણને રજ પણ હાની ન પહોંચાડો.** પ્રત્યેક દેશભક્તને દેશની ખાતર અમારી આ અરજ છે.

ફાસિસ્ટોની સૌથી મોટી તાકાત અને આપણી સૌથી મોટી કમજોરી એ જ છે કે આપણા મુલકનો બચાવ આપણા હાથમાં નહિ, પણ પરદેશીઓના હાથમાં છે. બ્રિટિશ શાહીવાદીઓ આપણી માભોમની પૂરી રક્ષા કરી જ ન શકે, કરશે પણ નહિ. બ્રહ્મદેશ અને મલાયાનાં દૃષ્ટાંતો આપણી નજર સામે છે. હિન્દી જનતાની સામે આજે એ પસંદગી નથી કે બ્રિટિશ ગુલામી કબૂલ કરો, યા ફાસિસ્ટ હુમલાખોરને તાબે થાવ; પણ **પસંદગી કરવાની છે આઝાદી અને ફાસિઝમ વચ્ચે.**

ફાસિસ્ટ હુમલાખોરો સામે હિંદી જનતાની જો કોઈ તાકાત હોય તો તે હિંદની આઝાદીની લડતે આજ લગી સર્જેલી તાકાત જ છે. એ છે **દેશ સમસ્તની એકતા.**

દુશ્મનની તાકાતનો આપણે વધારે પડતો અંદાજ ન બાંધીએ. ફાસિસ્ટોની યુકિત આપણે સમજી લઈએ. જે મુલકમાં અંદર અંદર વિખવાદ હોય ત્યાંજ તેઓ ફાવ્યા છે. સોવિયત રુસ અને ચીનના જેવી એકત્ર પ્રજા સામે તો એમના બૂરા હાલ થયા છે. બ્રિટિશ સત્તા પણ આપણા દેશમાં વિખવાદ છે ત્યાં લગી જ મજબૂત છે.

અને આપણે આપણી તાકાતનો ઓછો અંદાજ બાંધવાની પણ જરૂર નથી. આપણે ૪૦ કોટિ લડાયકો છીએ. આજે તો બ્રિટિશ સલ્તનત જ જનતાથી વિખૂટી પડી ગઈ છે. એકેએક પક્ષ એને ધુત્કારે છે. દેશ ભરની એક પણ પ્રજાકીય સંસ્થાનો એને ટેકો નથી. જો સમસ્ત હિંદી જનતા સંરક્ષણ અને આઝાદી માટે એક મોરચે ખડી થાય તો એની સામે ઝૂઝવાની એની તાકાત નથી.

એકતા એ તો આપણી તાકાત છે. વિખવાદ એ જ તો આપણી કમજોરી છે. ભાંગફોડ કરીશું તો આપણે વિખવાદ વધારશું; પરિણામે **આજે** બ્રિટિશ હકુમતને મજબુત કરશું અને **આવતી કાલે** જાપાનીઓના પંજામાં જઈ પડશું. એને બદલે આપણે રાષ્ટ્રની રક્ષા અર્થે વિશાળ રાષ્ટ્રીય એકતા હાંસલ કરીએ તો **તત્કાલ** રાષ્ટ્રીય સરકાર હાંસલ કરી શકીએ અને **આવતી કાલે** આઝાદ દુનિયામાં આઝાદ મુલ્ક તરીકેનું સ્થાન પ્રાપ્ત કરી શકીએ. આમ, **રાષ્ટ્રની એકતા માટેની લડત એ જ આજે તો રાષ્ટ્રની રક્ષા અને મુકિત માટેની હિંદી જનતાની સાચી લડત છે.**

## એકતા–એકતા–એકતા !

હિંદી પ્રજા માટે એકમાત્ર માર્ગ છે—એકતાનો. અને આજે એ વધુમાં વધુ શકય પણ છે. એક બાજુ શાહીવાદી ગુલામી તથા બીજી બાજુ જપાની હુમલાના ભયને કારણે આજ લગી કદી નહિ પેદા થયેલી એવી વિશાળમાં વિશાળ એકતાનો પાયો તૈયાર થયો છે. **કોન્ગ્રેસ લીગની નજદીક ગઈ છે, લીગ કોન્ગ્રેસની વધુ નજદીક આવી છે.** રાષ્ટ્રીય સરકાર માટેની માગણી પાછળ હિંદની તમામ પ્રજાનો જબરજસ્ત રાષ્ટ્રીય મોરચો તૈયાર થયો છે, જેને જમણે હાથે છેક સર તેજબહાદુર સપ્રુ જેવા વિનીત છે, ને ડાબે હાથે

ક્રાંતિકારી કમ્યુનિસ્ટ પાર્ટી છે; જેમાં વેપારી મંડળો, ટ્રેડ યુનિયનો, કિસાન સભાઓ, વિદ્યાર્થી સંસ્થાઓ સુદ્ધાં છે. અને આ તમામની ઇચ્છા એક જ છે કે કોંગ્રેસ–લીગ એકતા આપણા સંયુક્ત રાષ્ટ્રીય મોરચાના પાયા રૂપ બને.

જનતાના હાથમાં એકતા જ એક એવું શસ્ત્ર છે જે શાહીવાદના ઇન્કાર કરતા હાથોમાંથી સત્તા પડાવી શકે અને ફાસિસ્ટ હુમલાખોરો સામે મરીનેય લડવાની ખુમારી તમામ દેશવાસીઓમાં જન્માવી તેમને એકત્ર કરી શકે. આપણે બ્રિટિશની ગુલામીમાંથી જપાની ગુલામીમાં ન જવું હોય તો એવી એકતા જ બાંહેધરી રૂપ છે. અને આવી એકતા હાંસલ કરવી આજે સેંકડો ગણી વધુ સરળ છે. આજે તો આપણી માતૃભૂમિ ભયમાં છે, આપણા વર્ગીય અને સામુદાયિક હિતો જોખમમાં છે. આપણા મુલ્કને ગુમાવવો એટલે સર્વસ્વ ગુમાવવું. આપણા તમામના લોહીમાં વહેતી રાષ્ટ્રભક્તિમાંથી જ તો રાષ્ટ્રીય એકતાનો પડકાર જન્મ્યો છે. માતૃભૂમિ પ્રત્યેનો આપણો પ્રેમ, પોતપોતાની પાર્ટી પ્રત્યેની લાગણી અને વર્ગીય તથા સામુદાયિક હિતો આપણને એક જ એકતાને માર્ગે લઈ જવા બંધાયાં છે. અને કહેવું કે એકતા શક્ય નથી એનો અર્થ એટલો જ કે આપણો દેશ આજે સર્વનાશના જડબામાં ઝડપાયેલો છે એ હકીકતનો જ ઇન્કાર કરીએ છીએ. અને માભોમ જ્યારે આગમાં જલી રહી છે ત્યારે સૂત્રોની સતાર બજાવવાનો આનંદ લૂંટીએ છીએ! એકતા અશક્ય છે કેમકે મુસ્લીમ લીગ કદી માનવાની નથી એમ કહેવું એનો અર્થ એટલો જ છે કે આપણે કોન્ગ્રેસજનો જ જાણે દેશદાઝનો ઇજારો રાખીએ છીએ ને આપણા બીજા દેશવાસીઓમાં જાણે દેશદાઝ છે જ નહિ. આપણે એકતા હાંસલ કરવી છે, એનો અર્થ જ એ કે દરેકે પોતાને માટે તેમજ સારા દેશને માટે મથવાનું છે.

એકતાનો વિજય નિશ્ચિત છે. મુઠ્ઠીભર શાહીવાદીઓને ઘેરી લેવા માટે એકતા જ તો જનતાનો વ્યૂહ છે. છેલ્લાં ૫૦ વરસ થયાં તો બ્રિટિશ શાહીવાદ મુલ્કની મુક્તિના આંદોલન પાછળ વિકસતી રાષ્ટ્રીય એકતાને દબાવી નથી દઈ શક્યો. આજે તમામ જનતાની રાષ્ટ્રીય એકતા થાય તો શી મગદૂર છે કે તે એ લોખંડી વ્યૂહમાંથી છટકી જઈ શકે? **સમસ્ત દેશની એકતા થતાં જ તે કકડભુસ તૂટી પડશે.** અને હિન્દી એકતાની પૂંઠે તો સારી દુનિયાની એકતા ઊભી છે. સંયુક્ત રાષ્ટ્રોની જનતા પોતાનાં હિતોને કારણેય હિન્દની રક્ષા કરવામાં હિન્દના જેટલી જ ઉત્સુક છે. આમ, દુનિયાની સમસ્ત

પ્રજા રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય બંને દૃષ્ટિએ આજે એક મોરચે ઉભી છે. આપણો વિજય જ છે. આપણી પોતાની તાકાત ઉપરાંત આપણને સંયુક્ત રાષ્ટ્રોની પ્રજાઓનો આંતર રાષ્ટ્રીય મિત્રોનો સાથ સહકાર છે. આપણે જો એકત્ર થઈએ તો બ્રિટિશ શાહીવાદી નીતિની સામે સંયુક્ત રાષ્ટોની દરમિયાનગીરીનો દાવો જરૂર કરી શકશું.

એકતા એટલે જ વિજય. વિખવાદ એટલે જ મૃત્યુ અને વિનાશ. પ્રત્યેક દેશભકતની ફરજ સાફ છે.

## રાષ્ટ્રીય એકતાનું આંદોલન

આપણા દેશની જનતાની ઉચ્ચ ભાવનામાં વિશ્વાસ રાખી, આપણા સાથીદારોની દેશભક્તિમાં ભરોસો રાખી કમ્યુનિસ્ટ પાર્ટીએ દેશની કટોકટીનો નિકાલ લાવવા તથા હિન્દની રક્ષા અને આઝાદી અર્થે રાષ્ટ્રીય એકતાનું આંદોલન ઉપાડી લીધું છે.

રાષ્ટ્રીય એકતા હાંસલ કરવા માટે કોઈ ટૂંકુંટચ સૂત્ર કે તૈયાર ચોકઠું અમારી પાસે નથી. તમામ પક્ષો તથા વર્ગોની અંદર એકતા માટે વધી રહેલી તમન્નાને અમે વ્યવસ્થિત રૂપે વ્યકત કરવા મથીએ છીએ. એકતા તરફનું આપણું એક એક પગલું સાચી જ દિશામાં છે. એકતાનું વિરોધી પ્રત્યેક કાર્ય દેશની પીઠમાં ઘા સમાન છે. અમે સમસ્ત જનતાને હલાવવા માગીએ છીએ. જનતાના તમામ અંશોને, પ્રત્યેક દેશાભિમાની સંસ્થાને પોતપોતાનાં હિતોને લક્ષમાં લઈનેય એકતા માટે આગળ ધપાવવા અમે મથીએ છીએ. જનતા જાગી ઉઠશે ત્યારે જ, જનતા કાર્યશીલ બનશે ત્યારે જ નેતાઓ વચ્ચે ઐકય સ્થપાશે. નેતાઓની વચ્ચેની એકતા એ તો આખરનું પરિણામ હશે, પણ શરૂઆત તો પ્રજાએ જ કરવાની રહે છે.

રાષ્ટ્રીય એકતાનાં મુખ્ય સૂત્રો આ રહ્યાં—

—કોન્ગ્રેસ નેતાઓની મુક્તિ.

—રાષ્ટ્રીય સરકાર માટે વાટાઘાટ.

—દેશની અંદરની તમામ લઘુમતિ **પ્રજાઓને** સ્વનિર્ણયનો અધિકાર.

—સંયુક્ત રાષ્ટ્રો સાથે હિન્દની સાથીદારી.

દેશને ખતરામાંથી તત્કાલ બચાવી લઈ રક્ષણ તથા મુક્તિના જંગમાં શામેલ કરવા માટે આ મુખ્ય સૂત્રો છે.

અમે તમામ દેશભક્તોને અમારી સાથે હાથ મિલાવવા વિનવીએ છીએ. એથી એમને એમના સિદ્ધાંતોનો ભોગ આપવો પડે એમ નથી. જ્યારે આપણા તમામનું સહિયારું હિત રહેલું છે.

**કોન્ગ્રેસી દેશભક્તો !** અમે તમારા સાથી કોન્ગ્રેસજનો છીએ. આજ લગી આપણે ખભેખભો અડાડી ઝૂઝ્યા છીએ, તમે જેને લડત કહો છો તેમાં આજે આપણે સાથે નથી પણ અમે ચોક્કસ માનીએ છીએ કે કોન્ગ્રેસના ધ્યેય અર્થે, દેશની આઝાદી અર્થે અમે એટલાજ મક્કમ રીતે લડીએ છીએ. અમારો તમારા ઉપર ખાસ હક્ક છે, જેમ તમારો અમારા ઉપર છે. **ભાંગફોડની પ્રવૃત્તિ છોડી દેવા અમે તમને વિનવીએ છીએ. એથી દેશની ઉપર જ ફટકો પડે છે, નોકરશાહી ઉપર નહિ.** આ 'લડત' ક્યાં જઈ રહી છે એ જુઓ—બોઝવાદી ત્રાસવાદીઓ ( ટેરરીસ્ટ ) નાજ હાથમાં જઇ રહી છે. **હિન્દની આઝાદી કોની છાવણીમાં સુરક્ષિત છે ? બોઝ, ટોજો અને હિટલરની કે જવાહર, ચ્યાંગ અને સ્તાલિનની ?** બરાબર વિચાર કરો ને જલદી કાર્યશીલ બની ધરી રાજ્યોની પાંચમી કતાર જેવી બોઝની ટોળીનો સાથ છોડી દો. કોન્ગ્રેસ નેતાઓની મુક્તિ અર્થે તમામ ફાસિસ્ટ વિરોધી દેશભક્તોનો મોરચો ખડો કરો. રાષ્ટ્રીય સરકાર હાંસલ કરવા રાષ્ટ્રીય એકતાના આંદોલનમાં આગેવાની ભર્યો ભાગ ભજવવાની તમારી મુખ્ય ફરજ છે. દેશની પ્રમુખ રાજકીય સંસ્થાના તમે સભ્યો છો.

**મુસ્લીમ દેશભકતો ! ખાસ કરીને લીગના સભ્યો !** અમારી પાર્ટીએ જ સૌથી પહેલાં ન્યાયની ખાતર અને દેશની મુક્તિ અર્થે એ વાત જાહેર કરી છે કે તમામ **પ્રજાઓને** સ્વનિર્ણયનો હક્ક હોવો જોઈએ.

અમે કોન્ગ્રેસની અંદર અમારા આ અવાજનો પ્રચાર કર્યો છે, કોન્ગ્રેસ મુસ્લીમ પ્રજાઓનો સ્વનિર્ણયનો હક્ક માન્ય રાખે નહિ ત્યાં લગી અમે અણથંભ આંદોલન ચલાવવાની પ્રતિજ્ઞાથી બંધાયા છીએ. પરદેશી સલ્તનતે કોન્ગ્રેસ નેતાઓની ધરપકડ કરી ત્યારે કોન્ગ્રેસ તથા લીગ નજદીક આવી રહી હતી. આજે હવે મહાન જવાબદારી તમારી ઉપર, તમારી સંસ્થા ઉપર આવી ઉભી છે. કોન્ગ્રેસ નેતાઓ આજે સળિયા પૂંઠે છે, તમે છુટ્ટા છો. **તમારે હવે પહેલ કરવાની છે.** તમારે એમની અને તમારી વતી કદમ ઉઠાવવાનો છે. કોન્ગ્રેસ નેતાઓને મુક્ત કરવાનું આંદોલન તમે જેટલું વધારે વેગીલું બનાવશો એટલો

રાષ્ટ્રીય સરકારની માગણીને તમારો વધુ સાચો ટેકો મળશે. અને સ્વનિર્ણયના તમારા અધિકાર ઉપર કોન્ગ્રેસને સહમત કરવાનું એટલું સહેલું થશે. તમારો સ્વનિર્ણયનો હક્ક બ્રિટિશ શાહીવાદ પાસેથી ભેટ રૂપે કદી પણ તમને મળનાર નથી. કોન્ગ્રેસ તથા તમામ દેશાભિમાની સંસ્થાઓના સહકાર દ્વારા જ તે પ્રાપ્ત થઈ શકશે. એક જ મોરચે એક સાથે ખભેખભો મિલાવી સમાન રાષ્ટ્રીય માંગણીઓ માટે તથા સ્વનિર્ણયના અધિકાર માટે ખડા થાવ.

**કામદાર દોસ્તો!** દેશ ભયમાં છે. સરકાર પ્રજાના હાથમાં નથી, લશ્કર પણ પ્રજાના હાથમાં નથી. પણ ઉત્પાદન તો તમારા હાથમાં છે. તમારી જવાબદારી સૌથી ભારે છે; તમારી તાકાત બીજા કોઈપણ વર્ગ કરતાં વિશેષ છે. **ઉત્પાદન ચાલુ રાખવું એ તમારી દેશાભિમાની ફરજ છે. ઉત્પાદન બંધ કરવું એટલે તમારા વર્ગને દગો દેવો, તમારા દેશને ધોખો દેવો અને ફાસિસ્ટ હુમલાખોરોને મદદ કરવી.** મજદૂર જમાતની એકતા કાયમ કરો. તમામ યુનિયનને તાકાતવાન બનાવો. તમે એક એવી હાલતમાં છો કે તમારા માલિકો કે સરકાર સુદ્ધાં તમારી સંયુક્ત માંગણીઓનો ઇન્કાર કરી શકે એમ નથી. તમારી આ કમ્યુનિસ્ટ પાર્ટીએ રાષ્ટ્રીય એકતાનું આમ–આંદોલન જગાવ્યું છે. મજદૂર વર્ગની એકતાને રાષ્ટ્રીય એકતાનો ગઢ બનાવો. તોફાનીઓના હાથમાં રખે રમતા. અવળે માર્ગે ચઢેલા દેશભક્તોથી રખે દોરવાતા. તમારા નેતા તમારુ યુનિયન છે, તમારી કમ્યુનિસ્ટ પાર્ટી છે. તેઓ તમારુ અપૂર્વ એવું સંગઠન કરી તમારાં હિતોનું રક્ષણ કરશે; રાષ્ટ્રીય એકતા મક્કમ કરવા અર્થે તથા રાષ્ટ્રીય માંગણી હાંસલ કરવા અર્થે તમને એક મોરચે ખડા કરશે.

**કિસાન બંધુઓ!** અમારી પાર્ટીએ તમારા આંદોલનને મજબુત કરવા થાય તેટલી મદદ કરી છે. આજે ગ્રામપ્રદેશોમાં અત્યાચારનું વાતાવરણ જ માથે ચઢી બેઠું છે. ગામડાંનાં ગામડાં અંધાધૂંધીની આગથી જલી રહ્યાં છે. કિસાન નેતાઓ ૧૮૫૭ ના બળવા પછીની દુઃખદ સ્મૃતિઓ યાદ કરે છે. અત્યાચારને ઘર ન કરવા દેશો. હતાશાને તમારી ઉપર ચઢી બેસવા ન દેશો. અંધાધૂંધીથી બચવા તથા શાંતિ જાળવવા સમસ્ત ગામની એકતા સાધો અને સામુદાયિક દંડ દૂર કરવા, પાકના પૂરા ભાવ મેળવવા તથા બીજા હક્કો માટે ઝુંબેશ ઉઠાવો. **કિસાન કાર્યકર્તાઓ!** અવળે માર્ગે ચઢેલા દેશભક્તો તથા

પોલિસ અત્યાચાર એકના ભોગ તમે ન બનશો; કિસાનોને ન બનવા દેશો. કિસાનોના દેશાભિમાનને આગે બઢાવો, ભાંગફોડની પ્રવૃત્તિથી કિસાન સભાને અળગી રાખો, અને કિસાન જનતાને રાષ્ટ્રીય એકતાના આંદોલનમાં દોરી જાવ. આ જ રસ્તે ગામડાંની સલામતી છે, દેશનો ઉદ્ધાર છે.

**દેશાભિમાની વિદ્યાર્થી દોસ્તો!** તમારા આંદોલનને બાંધવામાં અમારી પાર્ટીનો સાથ સહકાર છે. તમે ક્રૂરમાં ક્રૂર અત્યાચારો સહન કર્યા છે. તમારામાંથી હજારો રાજકીય ક્ષેત્રમાં પડેલા છો. તમે આજે છિન્નભિન્ન છો, પણ અણનમ છો; આજની ઉગ્ર કટોકટીના દિવસોમાં શી રીતે તમારી સેવા દેશના સર્વોચ્ચ હિતમાં આપી શકાય એ માટે તમે હજી અંધારામાં હાથ અફાળો છો. રાષ્ટ્રીય એકતાના એક ભાગ રૂપે જ તમે તમારી એકતા કાયમ કરો. **કોન્ગ્રેસી–લીગી તથા કમ્યુનિસ્ટ વિદ્યાર્થીઓ!** રાષ્ટ્રની માંગણીની પૂંઠે તમામ વિદ્યાર્થીઓ એક કતાર બની ઊભા રહો, અને દેશને કટોકટીમાંથી ઉગારી વિજય તરફ લઈ જવાના મહાન કાર્યમાં તમારો સાથ આપો. બેમુદતી હડતાલો નહિ. એથી તો સત્તાધારીઓ તમને સંસ્થામાંથી બહાર ફેંકી દઈ પોલિસના હાથમાં સોંપી દેવામાં સફળ થયા છે. શાળા કોલેજના સંસ્થાગત જીવનને તમારી રાજકીય પ્રવૃત્તિના કેન્દ્ર તરીકે સર્જો. વિદ્યાર્થી આંદોલનને મજબૂત બનાવો અને તે દ્વારા તમારા ભૂતકાળને છાજે એવો ભાગ ભજવો.

**તમામ દેશભક્તો!** દરેક વિભાગમાંથી, દરેક મોરચેથી અમે કમ્યુનિસ્ટો એકજ અવાજ ઉઠાવીએ છીએ—**એકતા!** જપાની હલ્લાખોરો કાંઈ હાથ જોડી બેસી નથી રહ્યા, તૈયારીઓ કરે છે. બ્રિટિશ સલ્તનત રાષ્ટ્રીય આંદોલનને કચડી નાખવા થાય તેટલું કરે છે. માટે રાષ્ટ્રની રક્ષા અને મુક્તિ અર્થે રાષ્ટ્રીય એકતા હાંસલ કરી મુલ્કને ખતરામાંથી બચાવો. જો આપણે સૌ ખભેખભો અડાડી ઊભા રહીએ તો વિજય આપણો જ છે. જો આપણે છિન્નભિન્ન રહીશું તો આપણે માટે મરણ જ છે. એથી જ તો એકજ વિનવણી અમે કરીએ છીએ—એકતા અને વિજયની.

૬

# દેશને ખાતર ભાંગફોડ બંધ કરો

લેખક : પૂરણચંદ જોશી

[ લોકયુદ્ધ તા. ૨૯–૧૧–૪૨ માંથી ]

**૯મી ઓગસ્ટે** આપણા પ્યારા નેતાઓને પકડી લેવામાં આવ્યા. આપણી મહાન સંસ્થા કોંગ્રેસને ગેરકાયદે જાહેર કરવામાં આવી. ત્યારથી સરકાર અને કોંગ્રેસ વચ્ચે યુદ્ધ જામી ગયું છે. આજે ૩॥ મહિનાને અંતે આપણે જોઈએ કે—

—પરિણામ શું આવ્યું છે ?

—આપણે કેવી હાલતમાં છીએ ?

કોંગ્રેસે મુલ્કનું રક્ષણ કરવા માટે રાષ્ટ્રીય સરકાર માગી હતી. બ્રિટિશ સરકારે આપવા ના પાડી; ઉપરથી દમનનું હથિયાર ઉગામ્યું. એની પાસે બીજું હતું ય શું ? પણ દમનથી શું વળે ? દેશદાઝને શું દમનના દંડા વડે દાબી શકાય ખરી ? હરગિઝ નહિ. આખી જનતાને છૂંદી નાખ્યા વિના રાષ્ટ્રીય આંદોલનને છૂંદવું શક્ય જ નથી. પણ જનતા અમર છે, દેશદાઝનો આતશયે અણબૂઝ છે.

દમનનું પરિણામ તો સરકારે ધાર્યા કરતાં ઊલટું આવ્યું. આજે બેશુમાર ધિક્કાર બ્રિટિશ હકુમત માટે વ્યાપી ચૂક્યો છે. અને આથી ય આગળ જઈ જપાનીઓની તરફદારી કરતી લાગણી પણ પોલિસના અત્યાચારોએ જ તો જગાવી છે. લોકોને હવે તો થાય છે: ‘આથી વધારે ખરાબી હવે શી થવાની છે ? છો જપાનીઓ આવે. આ અંગ્રેજોને ભાગવું પડે, એટલે બસ છે. જપાનીઓ ? એમની સાથે પછી જોયું જશે. એમની સામેય લડીશું.........’

પોલિસ અત્યાચારો લોકોને દબાવી તો ન શક્યા. એણે તો બ્રિટિશરાજ માટેનો ધિક્કાર વધુ જગાવ્યો. અને એક જાતની “આંધળિયાં” કરવાની વૃત્તિય જગાવી. બ્રિટિશ જુલ્મોએ તો જપાનીઓનું જ કામ કરી આપ્યું છે.

જપાન એની મોટમોટી ફોજો લાવીને ય આટલી તરફદારી ન કમાત. **હિંદની લડાઈ બ્રિટિશ શાહીવાદીઓ રાજકીય દૃષ્ટિએ તો હારી જ બેઠા છે. હવે આખી બાજી સુધારવી હિન્દી જનતાના જ હાથમાં છે.**

પહેલાં તો કોન્ગ્રેસ નેતાગીરી એવી ભ્રમણામાં રહી કે આપણે યુદ્ધ-પ્રયત્નોનો બહિષ્કાર કરીશું તો સરકાર એની મેળે નમશે. એમ વિચારીને તેમણે ઘણો લાંબો સમય કશું જ ન કર્યું. પણ છેવટે જોયું કે તટસ્થ રહી બેસી રહેવાથી તો કંઈ વળતું નથી. એટલે છેવટે લડતની ધમકી આપી અને જલદી તથા ઝટ વિજય મળી જવાની આશા સેવી.

સાડા ત્રણ મહિના વીતી ગયા છે ! આજના કટોકટીના દિવસોમાં આ સમય કંઈ ટૂંકો ન ગણાય. આ સાડા ત્રણ મહિનામાં કોન્ગ્રેસનો વિજય થયો છે, એમ શી રીતે કહેવાય ? આજે તો તમામ નેતાઓને ઉપાડી ઉપાડી ગોંધી દીધા છે. કાર્યકર્તાઓ વિનાની સંસ્થા છિન્નભિન્ન બની ગઈ છે. કોઈ પણ સાચો કોન્ગ્રેસજન કબૂલ કરશે જ કે લડત નિષ્ફળ ગઈ છે. અલબત્ત, હજી એને એ વાત નથી સમજાતી કે આ લડતદ્વારા જે પરિણામ મેળવવાની ગણત્રી હતી તેનાથી બરાબર ઊલટાં ફળ લાધ્યાં છે !

## લડત શા માટે શરૂ કરવામાં આવી હતી ?

**એટલા માટે કે—'બ્રિટિશ સરકાર તો આપણા દેશનું રક્ષણ કરી શકે એમ નથી. દેશના બચાવ માટે તો રાષ્ટ્રીય સરકાર જ જોઈએ. અને આ બ્રિટિશ શાહીવાદ રાષ્ટ્રીય સરકારજ આપવાનો ઈન્કાર કરે છે. માટે પહેલાં એની સામે જ લડી લઇએ. અને એક વાર આની સામે લડીશું તો જપાનીઓને ય મારી હઠાવવાની હિંમત આવશે. આમ ને આમ બેઠાં રહીશું તો આપણામાં હિંમત નહિ આવે !' આપણા નેતાઓ, પંડિત જવાહર સુદ્ધાં આ રીતે કહેતા. હવે આપણે જોઈએ કે એમનો આ હેતુ ફળ્યો છે ખરો ? જપાનની તરફદારી કરતી લાગણી ઘટવાને બદલે શું વધી નથી ? આ વાત જો સાચી હોય તો આપણે કહેવું જ રહ્યું કે, આપણી મુખ્ય મુરાદ એળે ગઈ છે.**

લડતનું પરિણામ વાસ્તવમાં શું આવ્યું છે? દેશપ્રેમીઓના દિલમાં જબરી હતાશા વ્યાપી છે. જનતા અત્યંત નિરાશ બની છે. નોકરશાહી આનો લાભ લઈ પ્રજાના માથા પર પલાંઠી પાકી કરીને બેસી ગઈ છે. પોલિસ અને મિલિટરીને ફાવે એમ વર્તવાની તક મળી છે. કોણ કહેશે કે આ લડતથી રાષ્ટ્રીય સરકાર નજદીક આવી છે? રાષ્ટ્રીય સરકાર તો નહિ, પણ ફાસિસ્ટ જાલિમ જરૂર નજદીક આવ્યો છે.

## નિષ્ફળતાનાં કારણો

આપણે વિચારવું જોઈએ કે, કોંગ્રેસ જેવી દેશની મહાન સંસ્થાએ લડત ઉપાડવા છતાં અને દેશની પ્રજાએ એને મુક્તિની લડત માની લીધી હોવા છતાં શાથી એ નિષ્ફળ ગઈ? એની નિષ્ફળતાનું કારણ એજ છે કે—

### પરિસ્થિતિ નવી હતી પણ રસ્તો જૂનો જ લીધો!

પરિસ્થિતિ શી રીતે નવી હતી? પૂર્વમાંથી જપાની અને પશ્ચિમમાંથી હિટલરી હલ્લાનો ભય પહેલાં ન હતો, પણ આજે છે. આ નવી પરિસ્થિતિ. અલબત્ત, પશ્ચિમમાં ફાસિસ્ટ ધાડાંને ખાળી રાખનાર સોવિયેતનું લાલ સૈન્ય છે. પણ પૂર્વમાં તો જપાની ધાડાં આપણે માથે આવી ઊભાં છે. વરસો પહેલાં, જ્યારે બહારના કોઈ હુમલાનો ભય ન હતો એ દિવસોમાં આપણા નેતાઓએ સત્યાગ્રહનો માર્ગ શોધ્યો હતો. પરંતુ, આજે જ્યારે એક નવો શયતાન આપણે માથે આવી ઉભો છે ત્યારે નવી પરિસ્થિતિનો ખ્યાલ કર્યા વિના જ એ જૂનું શસ્ત્ર ઉગામવાથી તો પરિણામ એ આવે કે આપણા દેશના સંરક્ષણની જ્યારે સૌથી વધારે જરૂર છે ત્યારે જ તે ઢીલું પડે.

આપણે ત્યાં એમ જ બન્યું.

આપણા નેતાઓની ધરપકડ થતાં આપોઆપ દેશદાઝનો ને રોષનો જુવાળ ઉછળ્યો. પણ એ જુવાળ કઈ બાજુ વળ્યો? નેતાઓ તો જેલમાં હતા. દેશદાઝનો આતશ સળગી રહ્યો હતો. બોઝપંથી પાંચમી કતારિયાઓએ આનો ઉપયોગ કરવા માંડ્યો. દેશપ્રેમથી પ્રેરાયેલા સાચદિલ જુવાનોનો તેમણે ઉપયોગ કરવા માંડ્યો. વાત પણ એવી બની કે, કોન્ગ્રેસી દેશભક્ત અત્યાર સુધી તો સત્યાગ્રહના શસ્ત્રથી જ પરિચિત હતો, પણ આ વખતે નોકરશાહીનાં ગાંડાં કૃત્યોએ તેની બધી ધીરજ ખુટાડી નાખી હતી. એણે પહેલાંની જેમ આ વખતે ય લડતની આગેવાની તો લીધી, પણ પહેલાંનો

સત્યાગ્રહનો માર્ગ છોડી દઈ આપોઆપ ભાંડફોડનો જ માર્ગ લીધો. અને પેલા જાગ્રત પાંચમી કતારિયા ભેઝપંથીઓએ આ દેશભક્તને ઝડપી લીધો. સત્યાગ્રહનો એનો જૂનો માર્ગ એની પાસે છોડાવી દઈ, "સાચે સાચ સરકારને ફટકો વાગે" એવો, એટલે કે, પાટા ઉખાડવા, તારનાં દોરડાં કાપવાં, મિલો કારખાનાં બંધ કરાવવાં, પૂલો ઉડાડી દેવા—એ માર્ગે એને ઘસડવા માંડ્યો. આને માટે ક્રાંતિકારી અને સમાજવાદી સૂત્રો વહેતાં મૂકવામાં આવ્યાં. પણ આ રસ્તે તો રાષ્ટ્રની રક્ષાનાં જે કાંઈ નબળાં સાધનો છે તે ય વધુ ઢીલાં પડે છે એ વાત ઢાંકવામાં આવી. આવાં કાર્યોથી બ્રિટિશ શાહીવાદને કેટલું નુકસાન થયું? એણે તો એનું દમન વધારી મૂક્યું છે. પણ બીજી બાજુ, ખરો લાભ તો જપાની હુમલાખોરોને થઈ રહ્યો છે. જપાનીઓનું અરધું કામ દેશભક્તો ઝનુનમાં આવી કરી રહ્યા છે! **આપણા દેશનાં રેલવે, તાર, વાહનવ્યવહાર ખોરંભાય, હથિયાર સરંજામ ને માલ પેદા થતાં અટકે, અને અંધાધૂંધી વ્યાપે એ જ તો જપાનીઓને જોઈએ છે. દેશદાઝના ભર્યા આપણે પોતાને જ હાથે એ કામ કરી આપીએ છીએ!**

## લડતનું આંતરસ્વરૂપ

આવી 'લડત' ક્યાં લગી ચાલે? જે લડત દેશના સંરક્ષણને મજબૂત બનાવવાને બદલે એના જ ઉપર ઘા કરતી હોય એ લડત કેવી રીતે ચાલે? બ્રિટિશ શાહીવાદને ધકેલી મૂકવાને બદલે ફાસિસ્ટ જપાનનો માર્ગ ખુલ્લો કરી આપનારી લડત નિષ્ફળ જ જાય. જે દેશ એકના તાબામાં પડ્યો છે, અને જેના ઉપર બીજાનો પંજો તૂટી પડવામાં છે એવા ગુલામ દેશની આઝાદીનો રસ્તો પોતાની રાષ્ટ્રીય સરકાર સ્થાપીને રાષ્ટ્રીય સંરક્ષણને મજબૂત બનાવવાનો જ હોઈ શકે. પણ રાષ્ટ્રીય સરકાર હાંસલ કરતાં પહેલાં સંરક્ષણનાં સાધનો ઉપર જ ઘા કરવાથી તો આપણે અંગ્રેજના હાથમાંથી નીકળી સીધા જપાનના પંજામાં ફેંકાઈ જઈશું. એને બદલે, આજથી આપણા સંરક્ષણને મજબૂત કરવા મથીએ તો બ્રિટનની પકડમાંથી તો નીકળી જ જઈએ, પણ જપાન સામે લડવાની પણ તૈયારી કરી શકીએ. આ લડત નિષ્ફળ ગઈ એનું કારણ એ જ છે કે રાષ્ટ્રના રક્ષણની વિરુદ્ધની એટલે દેશની વિરુદ્ધની એ લડત હતી. નિષ્ફળ જવા જ સર્જાઈ હતી.

આ શબ્દો બહુ કઠોર છે. પણ એટલા જ સાચા છે. હજી જરા વધુ વિગતે જોઈએ—

આજે આપણો આખો દેશ ભયમાં છે. આ નવી હાલતે એક નવીજ એકતા–**જીવન મરણની એકતાનો** વિશાળમાં વિશાળ પાયો તૈયાર કર્યો છે. રાષ્ટ્રીય સરકારની માગણી માટે મોટામાં મોટી એકતા સર્જાઈ રહી છે. સર ચીમનલાલ કે સપ્રુ જેવા મવાળોથી માંડી લાલ કમ્યુનિસ્ટો સુદ્ધાં તમામ રાષ્ટ્રીય સરકાર અને રાષ્ટ્રના બચાવની વાત ઉપર એક થાય છે. આવી વખતે દેશની સૌથી મોટી અને મુખ્ય સંસ્થા તરીકે, દેશની એકતાના ઘડનાર તરીકે કોંગ્રેસે આગળ આવવું જોઈએ. આ લડતે કોંગ્રેસને તમામ પક્ષો અને સંસ્થાઓને મોખરે ઉભી રાખવાને બદલે એ બધાથી ઉલટી દૂર અને અળગી કરી છે. રાષ્ટ્રનાં બીજાં બળો છુટાંછવાયાં પડ્યાં છે. એ બધાં બળો કોંગ્રેસની લડતમાં નથી જોડાઈ શકતાં કેમકે દેશના સંરક્ષણને ખતરામાં નાખે એવી લડત દેશના લાભની છે એમ શી રીતે માની શકાય ?

આજે તો હાલત આવી થઈ છે કે—

**રાષ્ટ્રીય સરકારની માંગ પૂંઠે તમામ છે. જ્યારે કોંગ્રેસની ‘લડત’માં માત્ર કોંગ્રેસ જ !**

મુસ્લીમ લીગ કહે છે કે ‘આ તમારી લડત માત્ર બ્રિટિશ સામે જ નથી, પણ અમારી સામે ય છે. તમે અમારી સાથે કશું સમાધાન કરતા નથી, અમારા હક્કો માન્ય કરતા નથી ને સરકારને નમાવવા જાઓ છો; એનો અર્થ જ એ કે સરકારને દબાવી તમે તમારૂં રાજ સ્થાપવા માગો છો. એનો જ અર્થ અમારી વિરુદ્ધની આ લડત છે.’

કોન્ગ્રેસ આનો જવાબ આપતાં ગમે તેટલું કહે કે, ‘ના, અમે અમારી એકલાની નહિ, પણ તમામની સરકાર સ્થાપવા લડીએ છીએ.’ પણ હકીકત એ છે કે કોંગ્રેસ–લીગ વચ્ચે સમાધાન થયું નથી અને આ લડત એવા સમાધાનની આડે ઉભેલ છે. આ લડત લીગવાળાઓને સંશયમાં ને બીકમાં રહેવા કારણ આપે છે.

કમ્યુનિસ્ટ પાર્ટી આથી જ તો, બહાદૂરીપૂર્વક આજની આ લડતનો વિરોધ કરે છે. અલબત્ત, આને કારણે તો ‘લડતવાળાઓ’ એવો પ્રચાર પણ

કરે છે કે અમે સરકારને વેચાઈ ગયા છીએ. પરંતુ અમે રાષ્ટ્રીય નેતાઓની મુક્તિ, રાષ્ટ્રીય સરકાર, રાષ્ટ્રીય એકતા માટે જે જહેમત ઉઠાવી રહ્યા છીએ એ જ અમારે પક્ષે સાચો સાક્ષી છે. અમે ગંદા આક્ષેપોનો એક પછી એક જવાબ આપવાને બદલે અમારાં કૃત્યોથી અમારી દેશદાઝ વ્યક્ત કરી રહ્યા છીએ. આજે સેંકડો કોંગ્રેસજનો અમારી તરફ આવી રહ્યા છે. અલબત્ત, તેઓ ભ્રમમુક્ત થયા છે પણ પૂરે પૂરા નહિ; એથી તેઓ કહે છે: "તમે ના જોડાયા એથી લડતનું આવું થયું." અમે એટલું જ કહીએ છીએ કે: "લડત સાચી હોત તો અમે તો ક્યાંય ફેંકાઈ ગયા હોત. અમારા વિના લડત ન જીતાય એવું રહેત જ નહિ. અમે આજે મક્કમ અને મજબૂત બની રહ્યા છીએ એ પણ શક્ય ન જ બનત."

**આઝાદીની સાચી લડતની ચાવી એ જ છે કે તે જનતાને એકત્ર કરે છે.** આ લડતે એથી ઊલટું જ કર્યું છે. બીજા પક્ષોને તો કોંગ્રેસ પોતાની સાથે નથી જ આણી શકી એટલું જ નહિ, પણ અંદર અંદર પણ વિખવાદનાં ઝાંખરાં ઊગી નીકળ્યાં છે. માત્ર ૩।। મહિનામાં મક્કમ દિલના દેશભક્તો સુદ્ધાં હાલી ઊઠ્યા છે. હવે જીતવાની આશા તો તેઓએ જતી કરી છે; પણ બીજો કોઈ માર્ગ દેખાતો નથી એટલે એને વળગી રહ્યા છે. અલબત્ત, શરણાગતિ તો એમને માટે અશક્ય છે. ઉપરાંત, નેતાઓ અને અનુયાયીઓ વચ્ચેના તથા અંદર અંદરના ઝગડાએ પણ પુષ્કળ વધી ગયા છે. સાચી લડત માણસમાંનાં સર્વોચ્ચ તત્ત્વોને બહાર આણે છે. એને બદલે નિરાશા, ઝગડા, જપાનની તરફ નજર નાખવાની વૃત્તિ, આંધળિયાવેડા વગેરે પરિણામો બતાવે છે કે લડત સાચે માર્ગે નથી.

## 'નોકરશાહી' ને બદલે જનતાની સામે?

અને આ લડતનું છેલ્લું અંગ? લડત શરૂ કરવામાં આવી હતી નોકરશાહીને નમાવવા. પણ એને બદલે આજે તો જનતાને ડરાવવા માટે એનો ઉપયોગ થઈ રહ્યો છે! આજને તબક્કે તો દેશના જુવાનો દેશના બચાવ માટે કૂચ કરતા તૈયાર થઈ ગયા હોત. પણ આપણે ત્યાં રાષ્ટ્રીય સરકાર નથી! આવે વખતે તેમનું કર્તવ્ય શું છે? કોલેજો અને શાળાઓને રાષ્ટ્રીય સરકાર હાંસલ કરવા માટેની તમન્નાથી ભરેલા જુવાનોના કિલ્લા બનાવવાને બદલે આજે તો કોલેજ, શાળાઓમાં જ બોમ્બ નાખીને વિદ્યાર્થીઓને ભગાડી

મૂકવામાં આવે છે; દેશની તાકાતને વેરણછેરણ કરી નાખવામાં આવે છે. એવી જ રીતે, કામદારોએ ઉત્પાદનની તેમની ફરજ ઉપર જ રહેવું જોઈએ. પણ ત્યારે તેમને જ ભગાડવા માટે બોમ્બબાજીનો ઉપયોગ થાય છે ! ગમે તેમ કરી લોકોને ભગાડવાના જ આ બધા પ્રયત્નો છે ! સરકાર ઉપર દબાણ લાવવાને બદલે પ્રજા ઉપર જ દબાણ લવાઈ રહ્યું છે !

અને ગ્રામપ્રદેશોમાં તો ગુંડાઓ અને ધાડપાડુઓને આજની હાલતમાં ફાવતું થયું છે. તેઓ પોલિસ થાણાં લૂંટે છે, બાળે છે ને હથિયાર પડાવી લઈ જઈ પ્રજાને લૂંટે રંજાડે છે ! ગરીબ ગ્રામજનો અને ખેડૂતોને લૂંટવાના પારાવાર દાખલાઓ બની રહ્યા છે. **સરકારી તંત્રને ખોરંભે પાડવા માટેનું હથિયાર જનતાને રંજાડવાનું હથિયાર બની ગયું છે !** લુંટારાઓ લૂંટી જાય છે ને પોલિસ પ્રજાની કમબખ્તી કરે છે. યુ. પી. ના પૂર્વ પ્રદેશોમાં, બિહારમાં અને મધ્યપ્રાંતના કેટલાક પ્રદેશોમાં તો લોકો ત્રાહી ત્રાહી પોકારી ઉઠ્યા છે. આજની અંધાધૂંધી અને જુલ્મો ભોગવતાં તેમને ૧૮૫૭ ની ભયકથાઓ યાદ આવે છે ! ૫૭ ના બળવા પછી આવી ખરાબી થયાનું તેમને યાદ નથી ! અલબત્ત, **આથી કંઈ દેશદાઝનો અંગારો બુઝાઈ ગયો નથી,** પણ પારાવાર અત્યાચારોને કારણે લોકો હવે કોઈનો ય વિશ્વાસ કરતા નથી.

આઝાદીની લડતમાં કદી જ આવું ન બને. એક ભાઈ બીજાનો અવિશ્વાસ કરે ? એક બીજાથી ત્રાસી ઉઠે ? ઉલટા ભાઈ ભાઈ એક થઈ દુશ્મનની સામે થાય. પણ આજે તો ઊલટું જ થઈ રહ્યું છે !

અલબત્ત, ઘણા કોન્ગ્રેસજનો ભાંગફોડ અને બોમ્બબાજી સાથે સહમત નથી. પણ તેઓ ખુલ્લી રીતે તેની સામે અવાજ ઉઠાવતા નથી એ બરાબર નથી. સાચા કોંગ્રેસજનોએ વચ્ચે પડીને જનતાને સાવચેત કરવી જોઈએ અને ભાંગફોડિયાઓને પ્રજાથી અળગા કરવા જોઈએ. પરંતુ 'લડત' ચાલે છે ત્યાંલગી ભાંગફોડિયા પાંચમી કતારિયાઓને જુદા કરવા ય શક્ય નથી. ત્યાંલગી તો તેઓ કોંગ્રેસના પડદા પૂંઠે પોતાની જાતને ઢાંકી શકે છે. દેશદાઝને કારણે ઉશ્કેરાયેલો જુવાન જુએ છે કે જેલમાં જવાથી તો કંઈ અર્થ સરતો નથી અને તે કંઈક બીજો માર્ગ શોધે છે. પેલા પાંચમી કતારિયાની આંખે આ જુવાન એક નવો તૈયાર શિકાર દેખાય છે અને ભાંગફોડને માર્ગે તેને ધકેલવામાં તે સફળ યે થાય છે.

આજની 'લડત' ગલત રસ્તે હોઈ, એ ચાલે છે ત્યાંલગી પાંચમી કતારિયાઓને 'લડત' થી જુદા પાડવાનું ય શક્ય નથી. અમારી પાર્ટી એ વાત સાફ સમજે છે કે આ ભાંગફોડની લડત 'લડત' નથી, 'આપઘાત' છે. એથી નોકરશાહી નમતી નથી પણ હલ્લાખોરને જ મદદ મળે છે. માટે અમારી પાર્ટી આ લડતને પાછી વાળવા થાય એટલા પ્રયત્નો કરે છે. પણ આ તો એક પાસું થયું. અમારી પ્રવૃત્તિનું બીજું પાસું—આખી જનતાને એકત્ર કરવાનું છે. તમામ પક્ષો ભેગા થઈ દેશને બચાવે એમ કરવાનું છે.

જનતામાં અમે માતૃભૂમિની રક્ષા માટે મરી ફીટવાની તમન્ના પેદા કરવા માગીએ છીએ.

જનતામાં અમે એ વિશ્વાસ પેદા કરવા માગીએ છીએ કે સંયુક્ત રાષ્ટ્રોની હરોળમાં ઊભી દુનિયા ભરમાંથી ફાસિવાદને નાબુદ કરીને આપણે આઝાદ દુનિયામાં આઝાદ હિંદ જરૂર સ્થાપી શકીશું. ફાસિવાદ નાબુદ થતાં શાહીવાદ ઘડી પણ ટકનાર નથી એ વાત અમે જનતાને સમજાવવા મથીએ છીએ.

અમે આ મુલકમાં જનતાની એવી વજ્રસમી એકતા સ્થાપવા મથીએ છીએ કે જેની આગળ નોકરશાહીએ નમ્યા વિના છૂટકો જ ન થાય.

ભાઈની સામે ભાઈ લડે ને ઝગડે એમ નહિ, પણ ભાઈની સાથે ખભો અડાડી બીજો ભાઈ ઊભો રહે એવી 'લડત' અમે માગીએ છીએ. સાચી દેશાભિમાની વૃત્તિ એ જ છે. એ જ તો દેશને બચાવી શકશે, દેશવાસીઓને જીવાડી શકશે.

૭

# આઝાદીની પ્રતિજ્ઞા

[ ૧૯૪૩ ની જાન્યુઆરીની ૨૬ મી તારીખે ૧૩ મા સ્વાતંત્ર્યદિને કમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું : લોકયુદ્ધ તા. ૧૭–૧–૪૩ અંક ૧૫ માંથી ]

**એક બાજુ** બ્રિટિશ નોકશાહીનું નિર્દય દમન, બીજી બાજુ આપણાં ઘરબાર તથા જાનમાલ પર જપાની દુશ્મનોનો ઘાતકી બૉંબમારો ! આવી ગમખ્વાર હાલતમાં આજે આપણે **૧૩ મો સ્વાતંત્ર દિન** ઉજવીએ છીએ.

આપણા દેશનેતાઓ પથ્થરી દિવાલો પૂંઠે પુરાયેલા છે. બહાર ભયનું સામ્રાજ્ય વર્તી રહ્યું છે. ગોળીબાર ઉપર ગોળીબાર અને એની પૂંઠે બેશુમાર સામુદાયિક દંડ ! વધુમાં, અખબારોને મોઢે ડૂચો મારવામાં આવ્યો છે. સભાઓ અને સંસ્થાઓનું સ્વાતંત્ર્ય છીનવાઈ ગયું છે. જેલના ભીતરમાં હજારોને વિનાકેસ વિનામુદત ગોંધી દેવામાં આવ્યા છે. સેંકડોને માથે જંગલી સજાઓ ફટકારવામાં આવી છે. જનતાનો જુસ્સો તોડી નાખવા અને તેમને ચગદી નાખવા માટે ફટકાઓ, કેદ, દંડ, ફાંસી–હરેક પ્રકારની નિર્દય સજાઓ થઈ રહી છે.

આવી ગમખ્વાર આફતમાં જપાની દુશ્મને હલ્લો શરૂ કરી દીધો છે. આપણાં નિર્દોષ બાળકો, ઓરતો, ભાંડુઓ ઉપર આગ વરસાવવા માંડી છે. આપણાં ઘર મકાન જલાવી દીધાં છે. આપણો ઉદ્ધાર કરવાનો દંભી દાવો કરતા જપાનીઓએ આપણા જ જાન લેવા માંડ્યા છે. હિંદી પ્રજા સામે જપાનીઓએ વિના ઉશ્કેરણી હુમલો શરૂ કરી દીધો છે. આપણો વાંક માત્ર એટલો જ છે કે જગતની મુક્તિના ઉચ્ચ ધ્યેયના આપણે ટેકેદાર છીએ. જપાની હત્યારાઓએ આપણને આપણી માતૃભૂમિની રક્ષા માટે પડકાર આપ્યો છે. વિના કારણ આ રીતે હલ્લો કરીને જપાને આપણને ગુલામ બનાવવાની એની દુષ્ટ દાનત જાહેર કરી છે.

કદી નહિ જોએલી એવી ખતરનાક હાલત આજે આપણા દેશની થઈ છે. કદી નહિ ઝઝૂમેલી આફત આજે આપણે માથે તૂટી પડી છે. આજે દેશની ખુદ હયાતી જ જોખમમાં આવી પડી છે. શું આપણે એક માલિકને

બદલી બીજો માલિક માથે ચઢાવીશું?—આજે, આ ૧૩ મા સ્વાતંત્ર્ય દિને આપણી સામે આપણી આઝાદીનો સવાલ આ રીતે નક્કર સ્વરૂપે ઊભો છે.

આજે માત્ર સ્વાતંત્ર્ય–પ્રતિજ્ઞા ફરી બોલી જવાનો સમય નથી. આજે તો કાર્યનો અવસર છે. આજલગી ફરી ફરી ઉચ્ચારેલી પ્રતિજ્ઞાની કસોટીનો આજે અવસર છે.

હિંદ ઉપર જપાની હુમલો શરૂ થઈ ચૂકયો છે, ફાસિવાદ આખી દુનિયાને ઓહિયાં કરી જવા જડબું ફાડી ઊભો છે. એવા દિવસોમાં હિંદી સ્વાતંત્ર્યનો એક જ અર્થ હોઈ શકે—રાષ્ટ્રીય સંરક્ષણ, સંરક્ષણ માટે રાષ્ટ્રીય એકતા, નાકાબેલ નોકરશાહીના હાથમાંથી દેશના રક્ષણની લગામ પ્રજાકીય હાથોમાં લઈ લેવી. આ કર્તવ્ય તરફ આંખમીંચામણાં કરવાં એનો અર્થ એ જ કે જપાની શાહીવાદીઓના હાથમાં દેશને ધરી દેવો. એમ ન થવા દેવું હોય તો આપણે આ માર્ગે કદમ ભરવાં જોઈએ. આ જ માર્ગે આપણે સોવિયેત રુસ, ચીન, બ્રિટન તથા અમેરિકાની પ્રજાની હારોહાર ઊભી આપણી પોતાની આઝાદી તાબડતોબ હાંસલ કરવાના જંગમાં સામેલ થઈ શકીએ.

## આપણા દેશમાં હાલત શી છે?

નોકરશાહીએ આંધળું દમન શરૂ કર્યું. એથી ઉશ્કેરાઈને આપણા દેશભકતોએ આઝાદીના નામે લડત શરૂ કરી અને દેશના સંરક્ષણનાં સાધનો ઉપર જ ઘા કરવા માંડ્યા. દેશને ટકાવવામાં અત્યંત જરૂરી એવા રોજિંદા આર્થિક વ્યવહાર ઉપર જ ઘા કરવા માંડ્યા. પરિણામ એ આવ્યું કે જનતા સામેની સરકારની શક્તિ તો ઢીલી ન પડી, પણ તેને બદલે જપાની લૂંટારા સામેની જનતાની લડાયક તાકાત જ ઢીલી પડી!

દેશભકતો ધીમે ધીમે પોતાનાં કૃત્યોમાં ભયંકર વિનાશક પરિણામો જોતા થયા અને તેમણે એમાંથી પોતાનો હાથ પાછો ખેંચવા માંડ્યો. પણ લગામ હાથથી ચાલી ગઈ હતી! જપાની એજંટોના હાથમાં સરકી ગઈ હતી. પાંચમી કતારિયાઓ મેદાનમાં દાખલ થઈ ચૂક્યા હતા અને ખુલ્લંખુલ્લો જપાન–તરફી પ્રચાર કરવા લાગી ગયા હતા. દેશભરમાં અંધાધૂંધી ફેલાવવા એણે એની જાળ પાથરવા માંડી. ભાંગફોડ કરીને લોકોને માથે તેણે અંધાધૂંધી ઠોકી બેસાડી, દુકાનો લૂંટી, મકાનો જલાવ્યાં. નોકરશાહી સામેના લોકોના રોષ ઉપર મુસ્તાક બની ઊભેલા પાંચમી કતારિયાએ જનતાની હિંમત તોડી

પાડવાની એની હંમેશની ચાલ અજમાવી. જનતામાં એવી તો હતાશા અને પરાજયની વૃત્તિ ફેલાવી દેવી કે હુમલો થાય ત્યારે એક બની સામનો કરવાનો પ્રજાનો જુસ્સો જ મરી પરવાર્યો હોય.

**કલકત્તામાં જપાની બોમ્બમારો શરૂ થયો ત્યારે આકાશમાં હવાઈઓ ફેંકી જપાનીઓનો રસ્તો ઉજાળવાનું કામ આ દગાખોર પાંચમી કતારિયાઓએ કર્યું હતું. આ રીતે, કલકત્તાનાં નિર્દોષ પ્રજાજનો ઉપરના ખૂની હુમલા માટે આ લોકો જવાબદાર છે. એમણે જ ખૂની હુમલાખોરોને "મુક્તિદાતા" તરીકે ઓળખાવ્યા હતા અને 'લડત'નો લાભ લઈ દેશમાં થાય એટલી અંધાધૂંધી મચાવી દેવા તેઓ મથ્યા હતા.**

## પાંચ મહિનાની 'લડત'ને અંતે

પાંચ મહિનાની લડતને અંતે દેશની શી હાલત થઈ છે? ઝડપી વિજયને બદલે દેશ સત્યાનાશની કિનાર પર આવી ઉભો છે. આ પાંચ મહિનાની લડતે દેશમાં વિખવાદ વધાર્યો છે, નોકરશાહી સામેની લડતમાં તેને નબળો પાડ્યો છે. એણે લોકોને પાંચમી કતારિયા પ્રચારના શિકાર બનાવ્યા છે. અનેક ગણા વિશાળ પાયા ઉપર આપણી હાલત બ્રહ્મદેશ અને મલાયા જેવી થાય એવી બધી પૂર્વ તૈયારીઓ તેણે પેદા કરી છે.

સ્વાતંત્ર્યની પ્રતિજ્ઞાનો અમલ કરવો હોય તો માત્ર એક જ માર્ગ છે; આઝાદી હાંસલ કરવાનો એક જ રસ્તો છે — દેશના તમામ પક્ષો, વર્ગો, સંસ્થાઓ એક બની નોકરશાહીને નમાવી દેશના રક્ષણનું કાર્ય હાથ ધરો.

હિંદી નોકરશાહી એમ માને છે કે તેણે હિંદી જનતાને કચડી નાખી છે; હરાવી છે. ચર્ચીલ એમેરીની તુમાખી વાણી ફરી ફરી આ વાત જાહેર કરે છે. બીજી બાજુ, દેશવાસીઓ ય માને છે કે જંગ હારી ગયા છીએ. દેશનો બચાવ, કરી શકે એવી રાષ્ટ્રીય સરકાર મેળવવી હવે શક્ય નથી.

**આ બંને વાત ગલત છે. કોંગ્રેસ કચડાઈ નથી ગઈ. કોંગ્રેસને કચડી નાખવી અશક્ય છે. યુદ્ધને કારણે આવેલી જાગ્રતિને લીધે ઉલટા આજે લાખો હિન્દી પ્રજાજનો કોંગ્રેસના ઝંડા નીચે શામીલ થયા છે. હિન્દી જનતાએ શાહવાદી દમન આગળ**

**પીછેહઠ કરી નથી. તેઓ ઘડીભર પાછા પડ્યા છે, કેમ કે તેમનો પોતાનો કાર્યક્રમ ગલત હતો. તેઓ કંઈ ડરી નથી ગયા. થોડાક સમય માટે હતાશ થયા છે, એટલું જ.**

એ વાત સાફ છે કે નોકરશાહી કોંગ્રેસને કચડવામાં કે અટુલી પાડવામાં નિષ્ફળ ગઈ છે. કોંગ્રેસ–વિરોધી મોરચો ખડો કરવાની અને મુસ્લીમ લીગને પોતાની પાંખમાં ભેળવી લેવાની નોકરશાહીની રમતને જબ્બર થાપ પડી છે. સાચી સત્તા આપવાની એની દાનત જ નથી એ વાત ખુલ્લી થઈ અને એથી તો એકે એક પ્રામાણિક પ્રજાજન એનો વિરોધી બન્યો છે. મુસ્લીમ લીગ સુદ્ધાં, એકેએક પક્ષને તેણે દુશ્મન બનાવ્યો છે.

**આ દેશનો પ્રત્યેક પ્રજાજન, પ્રત્યેક પક્ષ સાચી સત્તાવાળી રાષ્ટ્રીય સરકાર માગે છે.**

વાઇસિરોયની સર્વોપરિ સત્તાની સામે દરેકે દરેક પક્ષ અને આગેવાને વિરોધ ઉઠાવ્યો છે અને કોંગ્રેસે ક્રિપ્સની દરખાસ્તો વખતે રજૂ કરેલી માંગણીઓને ટેકો આપ્યો છે.

**નોકરશાહી રાજ એટલે આ દેશને માથે આફત અને સત્યાનાશ, એ વાત એકે એક જણ જાણે છે અને એથી જ તો નોકરશાહીને કોઇનો પણ સાથ–સંગાથ નથી, આજે નોકરશાહી જેટલી અટુલી પડી છે એટલી અટુલી કદી પડી ન હતી. હિંદી પક્ષો વચ્ચેની એકતા આજે છે એટલી પહેલાં કદી ય ન હતી.**

નોકરશાહી દિન-બ-દિન પીછે હઠી રહી છે. એના બેફામ દમન સામે ખુદ બ્રિટિશ અને અમેરિકન પ્રજાએ તિરસ્કાર જાહેર કર્યો છે. ચાર્ચિલ એમેરીની ટોળકીની ચાલને શિકસ્ત આપવા રોજબરોજ જબ્બર આંદોલન થઈ રહ્યાં છે. પ્રગતિશીલ પ્રજાને ગળે એ વાત ઊતરી ગઈ છે કે ફાસિવાદ વિરોધી યુદ્ધ લડવું હોય તો તમામ દેશોની જનતાને આઝાદ કરવી જ રહી. કોન્ગ્રેસ અને હિન્દી પ્રજાને જપાન તરફી તરીકે ઠોકી બેસાડવાની શાહીવાદીઓની ચાલ ક્યાંય ધૂળમાં મળી ગઈ છે.

**હિંદને સત્તા આપવા માટે નોકરશાહીને નમાવવામાં આડે શું આવે છે?**

રાષ્ટ્રીય સરકાર સ્થાપવામાં કઈ આડખીલી ઊભી છે? કારણ માત્ર એકજ છે — મુખ્ય મુખ્ય રાજકીય પક્ષો સંગઠિત વજ્રસમી દિવાલ ખડી કરી, એક મોરચે ઉભા રહી નથી શક્યા અને એથી જ તો બ્રિટિશ શાહીવાદ સામે પૂરતું આંતરરાષ્ટ્રીય દબાણ પણ લાવી નથી શક્યા. **કોંગ્રેસ અને લીગ** જરૂર નોકરશાહી સામે એકત્ર થઈ શકે. અને તેમણે થવું જ રહ્યું. તેઓ બંને એક થાય તો નોકરશાહીની પ્રજાવિરોધી પ્રત્યેક ચાલને નિષ્ફળ બનાવવાની તાકાત જરૂર ખડી થઈ શકે.

કોન્ગ્રેસ અને લીગ! બંને ભેગાં થઈ શકે? — દેશાભિમાનીને મન સવાલ ઊઠે છે.

જરૂર થઈ શકે. કેમકે કોન્ગ્રેસ પ્રજાઓના આત્મનિર્ણયના હક્કની બાબતમાં ખૂબ આગળ આવી છે. હવે તેણે તદ્દન સાફ સાફ શબ્દોમાં વિના-વિલંબ જાહેર કરી દેવું જોઈએ કે 'આત્મનિર્ણય એ એક ન્યાયી હક્ક છે, મહેરબાની નહિ.'

**આ દેશનો પ્રત્યેક દેશાભિમાની જેટલો જલદી એ વાત સમજી લે એટલું સારું છે કે સ્વનિર્ણયનો હક્ક એ ન્યાયની અને સમાનતાની ચીજ છે. તેથી હિંદી પ્રજામાં ભાગલા નથી પડતા પણ ઉલટી આજે આખી પ્રજા વધુ એકત્ર થાય છે, અને આવતીકાલે પણ તે ભેગી જ રહે છે.**

આત્મનિર્ણયથી હિન્દના ભાગલા નથી પડતા. તેનાં અંગો છુંદાતાં નથી. ઉલટી એમાં તો આઝાદી માટે લડતી તમામ પ્રજાની સમાનતાની ખાત્રી રહેલી છે. એજ તો રાષ્ટ્રીય સરકાર મેળવવાનો અને જપાની હલ્લાને મારી હઠાવવા હિન્દી જનતાનો મોરચો ખડો કરવાનો એક માત્ર માર્ગ છે.

આજનો આ ૧૩ મો સ્વાતંત્ર્યદિન સાફ સાફ રીતે એ વાત જાહેર કરે છે કે—

**જો આપણે આપણી સંયુક્ત તાકાત અજમાવીએ તો આપણો વિજય ખચીત છે.**

રાજકીય જાગ્રતિ, ખોરાકની કટોકટી, જપાની હલ્લો આ બધાં તત્ત્વો તદ્દન અજ્ઞાતમાં અજ્ઞાન માનવીને પણ એકત્ર કરી મુક્તિ તથા આઝાદીની રાષ્ટ્રીય સરકારની માગણી માટે જાગ્રત કરે છે.

આપણા વતનના બચાવ માટે એકત્ર ન થવું એનો અર્થ એટલો જ છે કે વતનને દગો દેવો. નોકરશાહી ગમે તેમ વર્તે, ગમે તેમ ઇચ્છે પણ એની ઉપરવટ થઈ આપણે સૌ એકત્ર ન થઈએ તો એનો અર્થ એક જ થાય કે આપણે પોતે જપાનની વિનાશક નીતિમાં ભાગીદાર બનીએ છીએ. એકતા ન કરવી અને રાષ્ટ્રીય સરકાર તાબડતોબ મેળવવા માટે નોકરશાહી પર દબાણ ન લાવવું એનો અર્થ એ જ કે આપણે આપણી ગુલામીને મેખ મારી પાકી કરીએ છીએ—આજે બ્રિટનની, કાલે જપાનની.

—આઝાદી માટે એકત્ર થવું જ જોઈએ.

—આઝાદી માટે સંરક્ષણનો માર્ગ લેવો જોઈએ.

—આખરી મુક્તિ માટે આજે રાષ્ટ્રીય સરકાર હાંસલ કરવી જ જોઈએ.

—ભાંગફોડ અને પાંચમી કતારિયાઓની પ્રવૃત્તિ સામે તમામે એક થવું જ જોઈએ.

સ્વાતંત્ર્યદિને આપણાં આ સૂત્રો હોવાં જોઈએ.

આપણી શક્તિશાળી એકતા જ જપાનીઓને પડકાર કરી શકશે કે, 'આ દેશમાં તુમાખીપૂર્વક ટહેલવાની તમારી મગદૂર નથી. અમારાં ઘરો ઉપર કે પ્રજાજનો ઉપર બોમ્બ વરસાવવાની તમારી તાકાત નથી. જાણી લેજો કે આ ધરતી કંઈ તમારે માટે સહેલો શિકાર નથી.'

આપણા મુલકનું રક્ષણ કરવાનો આપણો સંકલ્પ પાંચમી કતારિયાઓને ચેતવણીરૂપ હોવો જોઈએ કે ભાંગફોડ બંધ કરો, સંરક્ષણનાં સાધનો ઉપર હાથ ઉગામ્યો છે તો ખબરદાર છે; પ્રજાની સામેની અંધાધૂંધી બંધ કરો; લૂંટ, આગ અને બોમ્બબાજીને દફનાવી દો.' આપણો આ સંકલ્પ, પ્રજાના દિલમાં ગભરાટ અને નિરાશા પેદા કરવાના પાંચમી કતારિયાના મનસૂબાને માટે મરણિયો ફટકો બનવો જોઈએ; આપણો સંકલ્પ જપાની એજન્ટોના દિલમાં ગભરાટ ફેલાવનારો નીવડવો જોઈએ.

## સૌથી પહેલું કર્તવ્ય

આજે સૌથી પહેલું કાર્ય આપણે કરવાનું હોય તો તે કોન્ગ્રેસના નેતાઓને છોડાવીને દમનરાજનો અંત આણવાનું છે. આને માટે આપણે દરેકે

દરેક દેશભક્ત, સંસ્થા તથા પક્ષને મળવું જોઈએ અને હિંદુ તથા મુસ્લીમ કોમના તમામ વિભાગો કોન્ગ્રેસ નેતાઓની મુક્તિ માટેનું તથા કોન્ગ્રેસને કાયદેસર બનવવાનું આંદોલન ઉપાડી લે એમ કરવું જોઈએ. આમ થાય તો જ સંયુક્ત રાષ્ટ્રોની પ્રજા આઝાદીની કૂચમાં આગે બઢી શકશે.

**—દેશની રક્ષા માટે નેતાઓને મુકત કરો.**

**—આઝાદી હાંસલ કરવા માટે કોન્ગ્રેસને કાયદેસર બનાવો.**

**—દમનરાજ બંધ કરો.**

**—રાષ્ટ્રીય એકતા માટે કોન્ગ્રેસ લીગ એકતા કરો.**

સ્વાતંત્ર્યદિને આપણાં આ સૂત્રો હોવાં જોઈએ.

આપણને ઉશ્કેરી, આપણી પ્રજામાં ભાગલા પડાવી, પ્રજાને કચડી નાખી હતાશ કરવાની શાહીવાદીઓની નીતિ હતી. આપણે એના શિકાર બનવાની ભૂલ એક વાર કરી છે, પણ એમ છતાં હિંદી જનતા આખી બાજી પોતાના પક્ષમાં ફેરવી નાખી શકે એટલી સશક્ત છે.

જગતની પ્રજાઓની આગેકૂચ, સોવિયેત રુસના વિજયો, ચીની જનતાનો વીર સામનો આપણને તમામ રાષ્ટ્રોની સમાનતા, આઝાદી અને લોકતંત્ર હાંસલ કરવા માટે જનતાના શકિતશાળી મોરચે શામેલ થવા પ્રેરણા પાય છે. તેઓ આપણને નોકરશાહીની ઉપરવટ જઈને ય આપણી માતૃભૂમિનું રક્ષણ કરવા તથા પ્રજાને છિન્નભિન્ન રાખવાની નોકરશાહીની તમામ ચાલબાજીઓને મારી હઠાવી એકત્ર થવા કહી રહ્યાં છે. જગતની મુક્તિ અને ફાસિઝમના નાશ અર્થે ૪૦ કોટિ જનતાની તાકાતને કામે લગાડવા તેઓ આપણને અવાજ દઈ રહ્યાં છે. તેઓ આપણી તમામ શંકાઓને ફગાવી દેવા ફરમાવે છે. એમનો દૃઢ કંઠ આપણને હિંમત દઈ રહ્યો છે—

**ફાસિવાદની સામે યુદ્ધે ચઢેલી જગતની જનતાની શકિતશાળી એકતા સામે કોઈ પણ શાહીવાદ ટક્કર લઈ શકે એમ નથી. ઉઠો, એક બનો, ભરપૂર તાકાત ભર્યો હાથ ઉઠાઓ, અને જગતને તમામ જાલિમોથી મુકત કરો.**

૮

## મુસ્લીમ દેશભક્તો જોગ–

લેખક : **પૂરણચંદ જોશી**

[ લોકયુદ્ધ તા. ૨૪–૧–૪૩ : અંક ૧૬ માંથી ]

**પ્યારા બિરાદરો !**

**પરદેશી ધૂંસરી** નીચે જકડાયેલા આપણા પ્રાચીન વતન ઉપર જપાની હુમલાનો ભય ઝઝૂમી રહ્યો છે. આંતરિક અવ્યવસ્થાનો ભય પણ એણે જગાવ્યો છે. આજલગી આપણે બ્રિટિશ શાહીવાદ સામે ઝૂઝતા આવ્યા છીએ. આજે જપાની ફાસિવાદીઓની ગુલામીનો નવો ભય ઉભો થયો છે. એ વાત કોણ નથી જાણતું કે આપણા વતનની રક્ષા આપણા નેતાઓ સિવાય બીજા કોઈથી થઈ શકે એમ નથી ? આપણો દેશ ખેતીપ્રધાન હોવા છતાં, બજારમાં અનાજ શોધ્યું જડતું નથી. આપણે માથે બેઠેલી નોકરશાહી આપણને આઝાદી તો નથી આપતી પણ ઉપરથી ભૂખે મારી રહી છે. આપણું આખું રોજીંદું આર્થિક તંત્ર આજે કકડભૂસ તૂટી રહ્યું છે.

**અનાજ નહિ, પણ અનાજ માટેનાં રમખાણો આપણી સામે ડોળા ધુરકાવી રહ્યાં છે.**

બ્રિટિશ નોકરશાહીની એડી નીચે પડેલી જનતા ફાસિવાદી હલ્લાખોર સામે ઝૂઝવા માટે એક મોરચે ખડી થવાને બદલે હતાશ અને છિન્નભિન્ન બની જીવે છે. આનો અર્થ એટલો જ કે જપાની બોમ્બમારો શરૂ થતાં જનતાના શૌર્યનો પારો ઊંચો ચઢવાને બદલે તે બધી હિંમત હારી બેસશે. તુમાખી અમલદારશાહી ફાઇલો ઉથલાવ્યા કરે છે અને લોકોને ઠુકરાવી, દબાવી, કાગળિયાં પર બડી બડી યોજનાઓ તૈયાર કર્યા કરે છે. આ બધાનું પરિણામ શું આવશે ?—અનાજનાં રમખાણો, અને ઉત્પાદનમાં અંધાધૂંધી !

### કોઈ પણ ભોગ અદકો નથી

**દેશની સમસ્ત પ્રજા** એક પગે ખડી ન થાય તો આપણે નોકરશાહીને હરાવી નહિ શકીએ, જપાની હુમલાખોરોને મારી હઠાવી નહિ શકીએ.

આપણા મુલ્કની પ્રત્યેક કોમ, પ્રત્યેક વર્ગ અને પક્ષ આ વાત વધુ ને વધુ સ્પષ્ટપણે સમજી ચૂક્યો છે. કદી નહિ આવેલી એવી આફતે આપણને સૌને જાગ્રત બનાવી દીધા છે.

માટે જ તો, અમારી પાર્ટી સમસ્ત પ્રજાની એકતા માટે મરે મથે છે. એકતા—વધારે ને વધારે ગાઢી એકતા એ જ અમારું કર્તવ્ય છે. આ પવિત્ર કાર્ય માટે કોઈ પણ ભોગ અમે અદકો નથી ગણતાં.

**લીગે સ્વનિર્ણયની જે વાત જાહેર કરી છે એને અમે આવકારી છે.**

લીગે જાહેર કર્યું છે કે–' રાષ્ટ્રીય સરકાર રચવા માટે અમે સ્વનિર્ણયના ધોરણ પર બીજા દેશાભિમાની પક્ષો સાથે ખભેખભો અડાડી જવાબદારી ઉપાડવા તૈયાર છીએ.'

**તમારી આ વાત** એકતા તરફ લઈ જનારા એક પગથિયા રૂપ છે, એમ બિનમુસ્લીમ પ્રજાને સમજાવવા અમે અમારાથી બનતું બધું કરીએ છીએ. અમને એમના તરફથી સારો એવો ઉત્સાહી આવકાર પણ મળ્યો છે, અને તેઓ તમારી પાસેથી કેવળ શબ્દોથી જાહેરાતથી અધિક એવા કાર્યની અપેક્ષા રાખી રહ્યા છે.

અમારે દુઃખ સાથે કહેવું પડે છે કે, તમે એકતા માટે અત્યંત આતુર છો, પણ એને માટે કાર્ય કરતાં ખચકાવ છો. તમારાં કેટલાંક અખબારો અને નેતાઓ તમને કહે છે કે ' બિનમુસ્લીમ પ્રજા તમારો સ્વનિર્ણયનો હક્ક પહેલાં સ્વીકારે નહિ ત્યાં લગી તમારે એકતા માટે કશું કરવું નહિ.'

> **અમે એ વાત કબૂલ કરીએ છીએ કે સ્વનિર્ણયના હક્ક ઉપર જ રાષ્ટ્રીય એકતા શક્ય છે. પણ સવાલ તો એ છે કે તમારો એ ન્યાયી હક્ક તમે કોની પાસેથી અને કેવી રીતે મેળવવાના છો ?**

**અમને** લાગે છે કે તમે અમારી જેમ એ વાત તો સમજો જ છો કે તમારો એ હક્ક તમને કદી પણ બ્રિટિશ શાહીવાદ પાસેથી તો મળવાનો નથી જ. હિંદી હાકેમ લોર્ડ લિનલિથગોનું ' અખંડ હિંદ ' વાળું છેલ્લું ભાષણ વાંચ્યા પછી કોઈ પણ લીગસભ્યના મનમાં રજ પણ શંકા નહિ જ રહી હોય.

કોન્ગ્રેસ જ્યારે બહાર હતી ત્યારે શાહીવાદીઓ જુદા જુદા પક્ષોના અને વિભાગોના હક્કોની ફિલસૂફી આગળ ધરી કોઈ પણ ભોગે કોન્ગ્રેસ અને બીજા પક્ષો એકત્ર ન થાય એ માટે બધી તરકીબો અજમાવતા હતા. હવે કોન્ગ્રેસ જેલોના સળિયા પાછળ 'બંધ' છે, લીગ 'બહાર' છે ત્યારે એ બંને વચ્ચે એકતા ન સધાય એ માટે "અખંડ હિંદુસ્તાન" ની વાત વૉઈસરોયે ઉચ્ચારવા માંડી છે. ભાગલા ચાલુ રાખવાની આ એક નવી તરકીબ જ છે.

**મુસ્લિમ બિરાદરો!** તમે તમારો સ્વનિર્ણયનો હકક બ્રિટિશ શાહી-વાદીઓ પાસેથી નહિ પણ તમારા જ દેશાભિમાની ભાઈઓ પાસેથી મેળવી શકશો. શાહીવાદીઓએ કોન્ગ્રેસ પર પ્રતિબંધ મૂકયો છે, તેના નેતા-ઓને જેલમાં જકડી લીધા છે; કારણ એટલું જ છે કે તેઓ આપણા વતનને ગુલામ રાખવા માગે છે અને કોન્ગ્રેસ દેશની મુખ્ય રાજકીય સંસ્થા તરીકે તેની આડે આવે છે.

## સૌથી પહેલી ફરજ

**તમારી સૌથી પહેલી ફરજ કોન્ગ્રેસ આગેવાનોના છુટકારા માટે આંદોલન જગાવવાની છે.**

તેઓ સ્વનિર્ણયનો તમારો હક્ક સમજે ને સ્વીકારે એ માટે તમારે એમને જીતી લેવાના છે. હિન્દની આઝાદી હાંસલ કરવા માટે તમારે તેમની સાથે એકતા સાધવાની છે. તેઓ તમારા દેશબાંધવો છે.

કોંગ્રેસ અને લીગ એક થાય તો સમસ્ત જનતાનો એવો તો વજ્રસમો સંયુક્ત મોરચો ઉભો થાય કે એની સામે કોઈ ટકી ન શકે.

આ વાત તમારા કેટલાક નેતાઓ તથા અખબારો નથી જોતા; નથી સ્વીકારતા. તેઓ એવી દલીલ કરે છે કે — '**પહેલાં** કોંગ્રેસ એની 'લડત' પાછી ખેંચી લે. એ રીતે છૂટીને બહાર આવે ને અમારો સ્વનિર્ણયનો હક્ક સ્વીકારતી જાહેરાત **પહેલાં** કરે, **પછી** અમે કોંગ્રેસ સાથે સહકાર કરશું.'

આ રસ્તો તો કોંગ્રેસ અને લીગને એક કરનારો નથી, પણ એની વચ્ચે ભાગલા પાડનારો છે.

**દોસ્તો!** જરા તો વિચાર કરો કે કોંગ્રેસવાદી ઉપર તમારી આવી દલીલની કેવી અસર થશે? એ તમને કહેશે: "શું તમે એમ ઇચ્છો છો કે

અમે ગુનેગારને વેશે સરકાર સામે ઉભા રહીએ ને જેલમાંથી બહાર આવીએ ? ”

**દોસ્તો !** યાદ કરો, સરકારે કોંગ્રેસ ઉપર પહેલો ઘા કર્યો હતો, દમનનો કોરડો વીંઝયો હતો.

**ભાઈઓ ! એ વાત રખે ભૂલતા કે નોકરશાહીએ કોંગ્રેસ પર હલ્લો એટલા માટે કર્યો છે, કે તે હિન્દી પ્રજાને સાચા હકકો આપવા તૈયાર નથી, આ દેશમાં રાષ્ટ્રીય સરકાર સ્થપાય એમ એ ચાહતી નથી.**

## ખોટા ખ્યાલોને ધોઈ નાખો

તમારામાંના જે લોકો એમ કહે છે કે :

પહેલાં કોંગ્રેસે જેલ બહાર આવવા સરકાર પાસે શરણાગતિ સ્વીકારવી, તેઓ પોતે જ મિથ્યા ભયના શિકાર બન્યા છે. તેઓ એમ માનતા લાગે છે કે કોંગ્રેસની રાષ્ટ્રીય લડત હિન્દુરાજ સ્થાપવા માટેની જ એક તરકીબ છે. બીજી બાજુ, કેટલાક કોંગ્રેસજનો એમ માની બેઠા છે કે તમે સ્વનિર્ણયના હક્કની વાત કરી શાહીવાદની રમત જ રમો છો.

**આ બંને** હળાહળ જુઠ્ઠી ભ્રમણાઓ છે. સાચી વાત તો એ છે કે સાધારણ કોંગ્રેસજન તમારા સ્વનિર્ણયના હક્કની વાત સ્વીકારે છે અને એ ધોરણે તમારી સાથે સહકાર કરવા તૈયાર છે; પણ એને એક જ વાતની ખાત્રી જોઈએ છે કે આઝાદીની લડાઈમાં એની સાથે ખભેખભો અડાડી તમે છેવટ સુધી ઉભા રહેશો. એ જ રીતે બીજી બાજુ, લીગના સભ્યો આઝાદીની લડતમાં કોંગ્રેસજનો સાથે ખભો મિલાવવા તૈયાર છે, જો તેમને ખાત્રી થાય કે તેમનો સ્વનિર્ણયનો હક્ક કોંગ્રેસ સ્વીકારશે જ. દુર્ભાગ્યની વાત એ છે કે કોંગ્રેસ અને લીગ એક બીજાથી એટલી બધી દૂર રહી છે કે તેઓ સામાની જે સૌથી વધુ સાચી વાત છે તેને જ વિષે શંકા કરે છે. આપણી સમસ્ત જનતાની આ બેઉ મહાન સંસ્થાઓના સહદેશાભિમાનીઓ તરીકે અમે બંનેની ન્યાયી માગણીઓને—કોંગ્રેસે રજૂ કરેલી આઝાદીની વાતને, અને લીગે રજૂ કરેલી સ્વનિર્ણયના હક્કની વાતને — ટેકો આપીએ છીએ. અને બંને વચ્ચે ચાલતા આવેલા ખોટા ખ્યાલને દૂર કરી તેમની વચ્ચે એકતા સ્થાપવા મથીએ છીએ.

**આપણુ સૌની ફરજ છે કે** આખી પરિસ્થિતિનો **એક** વાર ફરી ખ્યાલ કરી લઈએ.

**જ્યાંલગી કોંગ્રેસ અને લીગ વચ્ચે ભાગલા રહેશે ત્યાંલગી અત્યારની રાજકીય મડાગાંઠ ચાલુ રહેવાની જ. ત્યાંલગી આ બ્રિટિશ નોકરશાહીની છત્રછાયા નીચે હાલત વધુ ને વધુ ખતરનાક બનતી જવાની. ત્યાંલગી જપાની હત્યારાઓનો રસ્તો દિવસે દિવસે વધુ મોકળો થવાનો; રાષ્ટ્રીય સરકાર દૂર ને દૂર ઠેલાવાની, અને આખરે જે હક્ક માટે તમે મુસ્તાક બની ઉભા છો તે તમારો સ્વનિર્ણયનો ન્યાયી હક્ક પણ કાગળિયા ઉપર જ રહી જવાનો.**

**લીગના પ્રત્યેક દેશભકતને અમે વિનંતી કરીએ છીએ કે—**

તમારા દિલમાં કોન્ગ્રેસજનો તથા અન્ય દેશાવાસીઓ તરફ જે અવિશ્વાસ અને ભયની લાગણી ભરેલી છે તે ધોઈ નાખો. આ રસ્તે જ તમે સ્વનિર્ણયના હક્કની તમારી લડતમાં આગળ ધપી શકશો.

**જો તમે કોન્ગ્રેસજન પાસે તમારો હક્ક સ્વીકારાવવા માગતા હો તો—**

તમારા પોતાના જ બિરાદરોમાં કોન્ગ્રેસ વિરોધી લાગણી છે તેને સાફ કરો. જેમ જેમ કોન્ગ્રેસજનોને ખાત્રી થશે કે તમારમાંના પ્રગતિશીલ લોકો કોન્ગ્રેસ સામેનો ખોટો પૂર્વગ્રહ દૂર કરાવવા મથે છે, તેમ તેમ તેઓનું તમારી તરફનું વલણ પણ બદલાશે. તમારી ન્યાયી માગણી તરફનો તેમનો ઉત્સાહ પણ વધશે.

કોન્ગ્રેસ પાસે તમે તમારો સ્વનિર્ણયનો હક્ક સ્વીકારાવવા ઇચ્છતા હો તો—

કોન્ગ્રેસના નેતાઓના છુટકારા માટે આંદોલન જગાવો. જેમ જેમ તમે એને માટે વધારે ઝુંબેશ ઉપાડશો તેમ તેમ તમારી સામેના ખોટા ખ્યાલો (કે તમે શાહીવાદના પક્ષમાં બેસી ગયા છો તે) જલદી દૂર થશે. યાદ કરો કે મુંબઈની એ. આઈ. સી. સી. ની મિટિંગ વખતે પંડિત નેહરુ અને મૌલાના આઝાદે સત્તાવાર રીતે જાહેર કર્યું હતું કે જગત નારાયણનો ઠરાવ અસ્તિત્વમાં રહેતો નથી, પણ ક્રિપ્સ વખતે દિલ્હીમાં વર્કિંગ કમિટીએ કરેલો ('જે પ્રદેશોને જુદા થવું હોય તેમને બળજબરીથી સાથે નહિ રાખવામાં આવે'

એમ જાહેર કરતો ) ઠરાવ જ અસ્તિત્વમાં છે. અને મુંબઈ એ. આઈ. સી. સી. એ કરેલો છેલ્લો ઠરાવ કોન્ગ્રેસને તમારી ખૂબ જ નજદીક લાવે છે.

જો તમે કોન્ગ્રેસની પડખે ઊભી તેને બ્રિટિશ પંજામાંથી છોડવવા તમારો હાથ ઉઠાવશો તો તમે દેશાભિમાની બિરાદર તરીકે તમારી ફરજ બજાવી ગણાશે. અને ભાઈ તરીકેનો તમારો સાચો હક્ક ઈન્કારવાની તેની હિંમત નહિ ચાલે.

## સૌનું સહિયારૂં ઘર જલે છે

**કોન્ગ્રેસ નેતાઓને છોડવવા તમે જેટલું વધારે મથશો તેટલો તમારો સ્વનિર્ણયનો હક્ક તમે વધારે જલદી જીતશો, તેટલા પ્રમાણમાં કોન્ગ્રેસ–લીગ એકતા વધુ સ્થપાશે, રાષ્ટ્રીય સરકાર એટલી જલદી કાયમ કરી શકાશે, રાષ્ટ્રીય બચાવ એટલો વધુ મજબૂત થશે. આ રસ્તે જ આપણે સૌ આપણી મુકિત હાંસલ કરી શકીશું.**

આજે આપણું સૌનું સહિયારૂં ઘર આગમાં જલે છે. ભભૂકતી જ્વાલાઓ સામે ઝૂઝવા ભાઈ ભાઈ એક હો. આપણે ખોટા પૂર્વગ્રહો અને પાછલા ખ્યાલો ઉપર જક્કી બની ઊભા રહીશું તો ગુલામીની જ્વાલાઓ આપણું સર્વસ્વ ભસ્મીભૂત કરી નાખશે. મુસ્લીમોની તવારિખ તેમના દિલાવર દિલના અને મર્દાનગીભર્યા કિસ્સાઓથી ભરપૂર છે. આજની કટોકટીના દિવસોમાં તો સંકુચિત પક્ષાપક્ષીપણું દેશાભિમાનને દગો દેનાર જ નીવડશે.

લીગના દેશભકતોએ કોન્ગ્રેસ નેતાઓની મુકિત માટે ઝુંબેશ ઉપાડવી જ જોઈએ. સ્વનિર્ણયના હક્ક ઉપર રાષ્ટ્રીય એકતા સ્થાપવાનો આ જ માર્ગ છે.

**લીગના ભાઇઓ!** રાષ્ટ્રીય એકતાની આ ઝુંબેશમાં અમ કમ્યુનિસ્ટોને તમે હમેશાં તમારી પડખે ઉભેલા જોશો. હિંદુ જનતામાં અમે મુસ્લીમ **પ્રજાઓના** સ્વનિર્ણયના હક્કની ઝુંબેશ ચલાવીએ છીએ. સાથે સાથે મુસ્લીમોમાં કોન્ગ્રેસ નેતાઓની મુકિત માટેની ઝુંબેશ ઉપાડવા માટે અમે તમારી તરફ નિગાહ કરી રહ્યા છીએ. અન્ય દેશબાંધવો પાસેથી તમારો ન્યાયી હક્ક હાંસલ કરવાનો અને માદરે વતનની રક્ષા કરવા સૌએ સાથે થઈ પાક જંગ ખેલવાનો આ જ માત્ર માર્ગ છે.

૯

# મહાત્માજીની મુક્તિ માટે કદમ બઢાવો

[ હિંદી કમ્યુનિસ્ટ પાર્ટીની સેન્ટ્રલ કમિટીનો ઠરાવ.
લોકયુદ્ધ : તા. ૨૧–૨–૪૩ : અંક ૨૦ માંથી ]

**આપણો દેશ** આજે ગંભીર સ્થિતિમાં આવી પડ્યો છે. ૯ મી ઓગસ્ટે નોકરશાહીએ દમનરાજ આદરીને આપણા લોકોને બેહદ છંછેડી મૂક્યા ને પરિણામે દેશના રક્ષણના સૌથી મહત્ત્વના કામથી લોકોને વિમુખ બનાવ્યા. આ પરિસ્થિતિમાં દેશદ્રોહી પાંચમી કતારિયાઓ જનતાના દિલમાં સ્થાન મેળવવા મથવા લાગ્યા. સરકાર અને પ્રજાની વચ્ચેના ઘર્ષણને કારણે દેશનો દરેક પ્રશ્ન વધુ ને વધુ કપરો બનતો ગયો. આર્થિક અંધાધૂંધીમાંથી અનાજની કટોકટી પેદા થઈ. લોકોને જીવન ટકાવવું પણ મુશ્કેલ બન્યું.

જીવલેણ જપાની આક્રમણ દેશ પર ઝઝૂમી રહ્યું છે ને દુકાળ ભૂખમરો દેશ સામે મોં ફાડીને ઊભા છે.

## આજે નહિ તો કદી નહિ

**કેદખાનામાં પડેલા** દેશ નેતાઓ આવી કારમી સ્થિતિમાં મૂંગા બેસી કેમ રહી શકે? ઉપવાસ આદરીને ગાંધીજીએ આર્તનાદ ઉઠાવ્યો છે: દેશ આજે સફાળો જાગી નહિ જાય તો કાલે હાથમાં કંઈ જ નહિ આવે. આજે હજી દેશને વિનાશમાંથી ઉગારી શકાય એમ છે. કાલ સુધી વિલંબ થશે તો અવશ્ય વિનાશ થશે.

જે હાથોએ દેશનેતાઓને ૯ મી ઓગસ્ટે જેલમાં જકડ્યા, એ જ હાથ આજે જેલના દરવાજા ખોલવાની ના પાડે છે, દેશના સૌથી મહાન નેતાની જીંદગી આજે જોખમમાં મુકાઈ છે. સમાધાન માટે એમણે હાકલ કરી છે. પણ નોકરશાહીએ તેને ઠોકરે મારી છે.

કટોકટી આજે બેહદ વધી પડી છે.

"આજે નહિ તો કદી નહિ"—આપણા દેશ સામે આ સ્થિતિ આવી પડી છે. કાં તો ગાંધીજીને આપણે જેલમાંથી છોડાવી લાવીએ ને કટોકટીનો

અંત લાવીએ; કાં તો કટોકટી વધારે પ્રાણઘાતક બને ને આપણે નિરાધાર બની એક માલિકના હાથમાંથી બીજાના હાથમાં જઈ પડીએ.

**ગાંધીજીને છોડાવી શકીશું તો આપણે કટોકટીને દૂર કરી તરી જઈશું. અને નહિ છોડાવી શકીએ તો કટોકટીમાંથી કબ્રસ્તાનમાં જ પહોંચશું.**

આપણા દેશના મહાન પક્ષો આપસમાં એક બનીને મિત્ર રાષ્ટ્રો સાથે દેશને ઊભો રાખી શકે એ માટે ગાંધીજીએ આજે રસ્તો સાફ કર્યો છે. ગાંધીજીના નિવેદને અવિશ્વાસ અને પૂર્વગ્રહનાં બધાં જાળાં સાફ કરી દીધાં છે. આપણી રાષ્ટ્રીય હિલચાલ સામે નોકરશાહીએ કરેલા બધા જુઠ્ઠા આક્ષેપોનો એમણે રદિયો આપ્યો છે ને કોંગ્રેસની ફાસિવાદ વિરોધી મક્કમ વલણને ફરી વાર રોશન કરી છે. અંધાધૂંધી અને ભાંગફોડ એ કોંગ્રેસની લડત નથી એ વાત સાફ સાફ જાહેર કરી છે. ૯મી ઓગસ્ટ પહેલાં કોંગ્રેસે મુસ્લીમ લીગ સાથે ફરીથી વાટાઘાટ માટેની તૈયારી કરવા માંડી હતી એ વાત ગાંધીજીએ પ્રકાશમાં આણી છે. ઝિણા સાથેની વાતચીત પછી રાજાજીને ગાંધીજીની મુલાકાત લેતાં રોકવામાં આવ્યા એ બાબતને ગાંધીજીએ વખોડી કાઢી છે. લીગ સાથે સમાધાનના દરવાજા ગાંધીજીએ ખોલ્યા છે. લીગ અને કોંગ્રેસ મળી સરકાર સાથે સમાધાન કરી શકે તે માટે પણ એમણે દરવાજા ખોલ્યા છે.

## વાઇસરોય છેલ્લે પાટલે બેસે છે

ગાંધીજીને 'ના' પાડીને નોકરશાહીએ નિષ્ઠુરતા અને પ્રત્યાઘાતની હદ વટાવી દીધી છે. નોકરશાહીને હિંદી જનતા સાથે સમાધાન નથી જોઈતું, હિન્દની તાબેદારી જ તેને જોઈએ છે.

આ નીતિ આપણા દેશને કયા ખાડામાં ગબડાવશે ? દરેક દેશાભિમાની પક્ષે, પ્રત્યેક દેશભક્તે આ સવાલ પોતાના અંતરાત્માને પૂછવો જોઈએ. કોંગ્રેસ ને સરકાર વચ્ચેની કોઈ ખાનગી તકરારને કારણે વાઈસરોયનો નન્નો નથી આવ્યો.

**વાઈસરોયની 'ના' એ દરેક દેશાભિમાની પક્ષને પડકાર સમાન છે કે 'શરણે આવો. બીજી વાત નહિ.'**

વાઈસરોયની આ હઠાગ્રહી વલણને આપણે ચાલવા દઈશું તો શું પરિણામ આવશે? દેશના રક્ષણ સામેની ભાંગફોડની લડત વધારે ઉગ્ર પ્રમાણમાં ફાટી નીકળશે; ગાંધીજીએ પાંચમી કતારનો પાયો તોડી નાખ્યો છે છતાં યે તે જ પાંચમી કતારને વાઈસરોયની વલણથી નવું જીવતદાન મળશે; અનાજની કટોકટીમાંથી દુકાળ ને અનાજનાં રમખાણો આવશે. આ સિવાય બીજું કોઈ પરિણામ નહિ આવે. જપાની લૂંટારાઓ માટે હિન્દના દરવાજા ખુલ્લા થઈ જશે.

આવી ખતરનાક પરિસ્થિતિમાં શું આપણે હાથ જોડીને બેસી રહીશું? આપણી મહાન પ્રજાની અને તેના પક્ષોની દેશદાઝની ભાવનાને ૫૦ વરસની આપણી આઝાદીની લડતને શું આપણે વિસરી જઈશું? વાઈસરોયે જે ભયંકર પરિસ્થિતિ આજે પેદા કરી છે તેમાંથી આપણે આબાદ માર્ગ જરૂર કાઢી શકીએ એમ છીએ.

**નોકરશાહી આજે હિન્દી જનતાથી છેક જ અળગી પડી ગઈ છે; એટલું જ નહિ, પણ બહારની દુનિયામાં પણ તે સાવ અટુલી, સાથી વિનાની બની ગઈ છે. બહારની દુનિયામાં હિન્દને બદનામ કરવા માટેનાં એમેરીનાં બધાં જુઠાણાં ખુલ્લાં પડી ગયાં છે. કોંગ્રેસલીગ વચ્ચેની ગેરસમજ ને પૂર્વગ્રહોની બધી દિવાલો તૂટી રહી છે.**

ગાંધીજીના બિનશરતી ને તાત્કાલિક છૂટકારાની ઝુંબેશ દેશભરમાં ફેલાઈ ગઈ છે. દેશની બધી સંસ્થાઓ તેમાં શામેલ થઈ રહી છે. જપાની બોમ્બ-વર્ષાના ભોગ બનેલા બંગાળમાંથી તો ખૂબ જ શાનદાર દોરવણી મળી છે. બંગાળની ધારાસભાએ ગાંધીજીની મુક્તિ માટે એક અવાજે માગણી ઉઠાવી છે. મુસ્લીમ લીગ ને હિન્દુ મહાસભા સહિત બધા પક્ષો તેમાં શામેલ હતા. દિલ્હીમાં જે પરિષદ ૨૦ મી એ ભરાય છે તેણે હિન્દી જનતાનો એકત્રિત અવાજ ઉઠાવો જોઈએ—ગાંધીજીને છોડી દો.

માતૃભૂમિના ભવિષ્યની આ ગંભીર પળે કમ્યુનિસ્ટ પાર્ટી દરેક દેશભક્ત પક્ષને, દેશના દરેક બેટાબેટીને પોકાર પાડે છે—

**બધા એક બની ગાંધીજીને છોડાવો ને કટોકટીનો અંત**

**લાવો. ગાંધીજીને ખાતર ભાંગફોડ બંધ કરીને પાંચમી કતારને નાબૂદ કરો.**

**અમે અમારા કોન્ગ્રેસ બાંધવોને અરજ કરીએ છીએ—**

જેલના સળિયા પાછળથી ગાંધીજીએ ભાંગફોડ ને અંધાધૂંધીનો ઈન્કાર કર્યો છે, લીગ સાથે એકતા સાધવા માટે નાદ ઉઠાવ્યો છે. કોન્ગ્રેસની ઈજ્જતને ખાતર, કોંગ્રેસ–લીગ એકતાને ખાતર, ભાંગફોડ ને અંધાધૂંધી અટકાવીને કોંગ્રેસના નામને છ મહિનાથી ધૂળમાં રગદોળી રહેલ પાંચમી કતારને ખતમ કરો. આમ કરીને જ તમે સાચા કોંગ્રેસસૈનિક બની શકશો, આ જ રીતે તમે ગાંધીજીની મુક્તિ માટે લીગનો સહકાર મેળવી શકશો.

## લીગના દેશભક્તો પ્રત્યે

**અમે** અમારા લીગી ભાઈઓને અરજ કરીએ છીએ—આજે તમારે માથે સૌથી મોટી જવાબદારી આવી પડી છે. હવે કોંગ્રેસ અને લીગ વચ્ચે ભાગ્યેજ કોઈ ગેરસમજની દિવાલ બાકી રહી છે. ગાંધીજીએ ભાંગફોડ ને અંધાધૂંધીની હિલચાલનો ઇન્કાર કર્યો છે. કેદખાનામાંથી એમણે કોન્ગ્રેસનો દોસ્તીનો હાથ તમારી તરફ લંબાવ્યો છે.

આજે તમારી અને તમારા ભાઈ જેવા કોંગ્રેસ પક્ષ વચ્ચે જેલની દિવાલો સિવાય બીજી કોઈ આડ રહી નથી; તમારી અને રાષ્ટ્રીય સરકારની માગણી વચ્ચે, તમારી અને આત્મનિર્ણયની માંગણી વચ્ચે આજે જેલની દિવાલો સિવાય બીજો કોઈ અંતરાય ઊભો નથી.

**વાઇસરોય** તો કોંગ્રેસને શરણે લાવવા માગે છે. તમે આ સાંખી લેશો તો શું પરિણામ આવશે તે જાણો છો ? જેની મારફત તમે આત્મનિર્ણયનો હક મેળવી શકો એમ છો એવા તમારા ભાઇબંધ પક્ષ કોંગ્રેસને કચડી નાખ-વાથી તો નોકરશાહીના હાથ જ મજબુત થશે. નોકરશાહીની આવી કોશીષ સાંખી લેશો તો કોંગ્રેસ પછી કાલે બીજા પક્ષોનો વારો આવ્યા વિના નહિ રહે. ગાંધીજી વર્કિંગ કમિટી સાથે મસલત ચલાવવા માગતા હતા. પરંતુ તે માગણી પણ વાઇસરોયે ઠુકરાવી છે. વાઇસરોયની આ વલણ ચલાવી લેશો, કોંગ્રેસનો અવાજ ડુબવા દેશો તો મુસ્લીમ જનતાની આઝાદી ને સારા દેશના ઉદ્ધારની આ મોટામાં મોટી તક તમે હાથથી ગુમાવશો. જ્યાં જપાની બોંબ વરસી

રહ્યા છે તેવા પ્રાંતોના મુસલમાનોને ખાતર, મુસ્લીમ લીગની શાનદાર તવારીખ ને ઉમદા ઉમેદોને ખાતર, ગાંધીજીને છોડાવવાના કામમાં તમારું પૂરું જોર અજમાવો.

## સબ આગે બઢો

**હિન્દુ મહાસભા**ના દેશભક્તો, વિનીત દેશભક્તો, પક્ષો વિનાના વ્યક્તિગત દેશભક્તો — દેશભરના તમામ દેશભક્તો! આપસમાં એક બની, ગાંધીજીને છોડાવો ને કટોકટીનો અંત આણો.

કામદારો, કિસાનો, વિદ્યાર્થીઓ! ગાંધીજીના છૂટકારની ઝૂંબેશમાં તમારી પૂરી તાકાત અજમાવો ને અંધાધૂંધી ફેલાવનારાઓને દૂર હઠાવો. એક સીધું સાદું પગલું આગળ ઉઠાવીશું તો નોકરશાહીને નમાવીશું ને આખા દેશને ભયંકર આફતમાંથી ઉગારી લઈશું; નહિ તો, આખા દેશને મોત અને સર્વ-નાશના ખાડામાં ધકેલીશું. બધા તરીએ કે બધા ડૂબીએ!

**સર્વ એક થઈ ગાંધીજીની મુકિત માગો, રાષ્ટ્રીય એકતા સાધો, રાષ્ટ્રીય સરકાર મેળવો ને દેશનો બચાવ કરી દેશની આઝાદી મેળવો.**

## ૧૦

# એકતા જરૂરી છે શક્ય પણ છે

**લેખક : દિનકર મહેતા**

[ લોકયુદ્ધ અંક ૪ : ૧૯–૯–૪૨ માં છપાયેલા લેખમાંથી અહીં થોડોક ભાગ લેવામાં આવ્યો છે ]

**કોંગ્રેસ–લીગ એકતા** એ કેવળ લાગણી પૂર્વકનું એક સૂત્ર નથી પણ આઝાદી અને સંરક્ષણ માટેનો એક માત્ર માર્ગ છે, તે માટેનું એક માત્ર હથિયાર છે.

'પણ એવી એકતા શક્ય છે ખરી? કોંગ્રેસ તો ઘણી વખત પ્રયાસ કરી જોયા પણ લીગ માને ત્યારે ને? લીગ ન માને તો પછી શું કરવું?" આમ કરીને ઘણા દેશભક્તો નિરાશ થઈ ને ખોટે રસ્તે ઝંપલાવવા તૈયાર થાય છે.

કોંગ્રેસ અને લીગ વચ્ચેની એકતા આજે શક્ય છે એટલું જ નહિ તે તરફ દેશ ઝડપથી જઈ પણ રહ્યો છે. જનતા તો જીવનમાં, તેના રોજના સુખદુઃખમાં ને આશા નિરાશામાં રોજ રોજ એકતાનો જ શ્વાસ લે છે. મુસ્લીમ જનતા હિંદુ તથા બીજી જનતા જેટલી જ ગુલામ છે, સરખી રીતે તે રીબાય છે ને ચૂસાય છે. જપાનનો હદલો તેમની પર સરખો ઝઝૂમે છે. સૌને માથે રક્ષણની ચિંતા સરખી જ ઉભી છે.

### સંસ્થાગત એકતા

**સંસ્થા તરીકે પણ આજે કોંગ્રેસ અને લીગ એકતા તરફ પગલાં માંડવા લાગ્યાં** છે. આજની આંતરરાષ્ટ્રીય યુદ્ધની પરિસ્થિતિએ આવી એકતા માટેનો મોકો મજબુત કર્યો છે. કોંગ્રેસ તેમજ મુસ્લીમ લીગ બંને દેશનું સંરક્ષણ કરવાના સિદ્ધાંતને સરખી રીતે કબુલ કરે છે. બંનેને દેશની આઝાદી જોઈએ છે. બંને જનતાની મહાન સંસ્થાઓ છે. બંનેનો અવાજ કરોડો લોકો ઝીલે છે. **આજે કોંગ્રેસનું જે સ્થાન આખા દેશ માટે છે તે જ સ્થાન મુસ્લીમ લીગનું મુસ્લીમો માટે છે.** પણ બંનેની નેતાગીરી હજી જનતાના સીધા રસ્તા પર જવાને બદલે ભાવતાલ કરવાની ને એક બીજા પર "દબાણ" લાવવાની નીતિ અનુસરે છે. નજીક આવી રહી છે.

(૧) સ્ટેફર્ડ ક્રિપ્સ હિંદ આવ્યા ત્યારે દિલ્હીમાં મળેલી કોંગ્રેસની વાર્કિંગ કમિટીએ કહ્યું હતું: "જો કોઈ પ્રાંત સંઘમાંથી છૂટો પડવા ઇચ્છતો હશે, તો તેને બળજબરીથી સાથે રાખવામાં નહિ આવે."

ત્યાર બાદ—

(૨) અલ્હાબાદની એ. આઈ. સી. સી. માં રાજાજીનો ઠરાવ આવ્યો. એમાં પાકિસ્તાનનો હક્ક સ્વીકારી લેવાની ભલામણ હતી. એ ઠરાવ ઉડાવી દેવામાં આવ્યો. અને તેની સામે જગત નારાયણનો ઠરાવ પસાર કરવામાં આવ્યો. તેમાં હિન્દના કોઈ પણ ભાગલામાં કોંગ્રેસ સંમત નહિ થઈ શકે એમ જણાવેલું હતું.

આથી કોંગ્રેસ–લીગ વચ્ચેનું અંતર વધ્યું.

પરંતુ, કોંગ્રેસના પ્રમુખે જાહેર કર્યું કે જગત નારાયણનો ઠરાવ દિલ્હીના ઠરાવને બાતલ નથી કરતો; એટલે કે, કોઈ પ્રાંતને બળજરીથી સાથે નહિ રાખવાની નીતિ કાયમ છે.

**અને પછી**—તાજેતરમાં ઓગસ્ટમાં મુંબઈમાં મળેલી એ. આઈ. સી. સી. એ ફરી બારણાં વધારે ઉઘાડ્યાં.

"ફેડરેટિંગ યુનિટસને (નવા ધોરણે રચાયેલા પ્રાંતોને) 'રેઝિડ્યુઅરી પાવર્સ' (છેવટની સત્તા) રહેશે."

**હવે 'લીગ' શું માગે છે તે જોઈએ—**

(૧) લીગ "**પાકિસ્તાન**"**નો હક્ક** સ્વીકારાવવા માગે છે. મુસ્લીમ પ્રદેશોને '**હિંદી સંઘ**' માંથી જુદા પડવું હોય તો પડવાનો અધિકાર તે માગે છે. પણ આ પ્રદેશો એટલે કયા પ્રદેશો ?

**"જ્યાં હિંદુઓ કરતાં મુસ્લીમોની સંખ્યા અતિશય મોટી હશે તે પ્રદેશને જુદા પાડવાનો હક્ક રહેશે"**—એવો ખુલાસો ઝિણાએ એમના "**ડેઈલી હેરલ્ડ**" માંના તાજેતરના લેખમાં કર્યો છે. ઝિણા આવા પ્રદેશોને "**મુસ્લીમોનું વતન**" (હોમલેન્ડ) કહે છે. આવા પ્રદેશોની મુસ્લીમ જનતાને મત લઈ જુદા પડવું કે નહિ તે નક્કી કરવામાં આવે એમ એમનું કહેવું છે. **જો આ હક્ક સ્વીકારવામાં આવે તો ?**

**તો—**

મુસ્લીમ લીગ, ૧૭-૮-૪૨ ની છેલ્લી વર્કિંગ કમિટીમાં સફાઈ કરે છે: "અમે મુસ્લીમો સરખા સરખીના ધોરણ પર દેશના કોઈ પણ પક્ષ સાથે જોડાઈને હિન્દના સફળ સંરક્ષણ અર્થે દેશની તમામ તાકાતને એકત્ર કરવાના કાર્ય માટે કામ ચલાઉ સરકાર સ્થાપવા તૈયાર છીએ."

આ ઠરાવ કોંગ્રેસના રાજકીય વલણથી ઘણો જ નજદીક છે. **એક તો**–કોંગ્રેસની જેમ તેય દેશના સંરક્ષણની તમામ જવાબદારી ઉઠાવવા તૈયાર છે. **બીજી વાત**–'અમે મુસ્લીમોના ને તમે હિન્દુઓના પ્રતિનિધિ' એમ કહેવાને બદલે 'સરખા સરખીના ધોરણ ઉપર આપણે બંને આ દેશના બે મુખ્ય પક્ષો છીએ' એવું વલણ ધારણ કરે છે. **ત્રીજી વાત**-આ ધોરણ ઉપર કેવી ને કેટલી સત્તા કઈ રીતે લેવી તે નક્કી કરવા તે તૈયાર છે.

આમ, કોંગ્રેસ અને લીગ દેશની મોટામાં મોટી બંને સંસ્થાઓ આત્મ-નિર્ણયના હક્ક પર એક થઈ શકે એમ છે.

**પણ આવો આત્મનિર્ણયનો હકક તે કંઈ ન્યાયી છે?**

## આત્મનિર્ણયનો હક્ક

જેમ દરેક દેશને આઝાદી ને આત્મનિર્ણયનો હક્ક છે તેમ દેશોમાં વસતી દરેક પ્રજાને પણ તેવો હકક છે. એ હકક કોંગ્રેસે સાફ સાફ રીતે માન્ય કરવો જોઈએ અને તેને પરિણામે જો હિન્દના આજના નકશામાં ફેરફારો કરવા પડે તો તે માટે તૈયાર રહેવું જોઈએ. આજના હિન્દના નકશાની લાલરંગી એકતા એ બ્રિટિશ બેયોનેટની બળજબરીની જ નિશાની છે. ગઈ કાલે બ્રહ્મદેશ હિન્દના નકશા પર હતું તેને બ્રિટિશ સરકારે જ કલમને ગોદે હિંદથી છૂટું પાડ્યું. એ જ બ્રિટિશ સરકાર કલમને ગોદે બંગાળ કે પંજાબને હિંદથી છૂટાં પાડે કે જપાની હલ્લો પૂર્વ હિંદને આજના હિંદમાંથી કાપી લે. નકશાની અખંડતા એ કૃત્રિમ, કાલ્પનિક ને ક્ષણજીવી છે, જનતાના હિતો ને હક્કોની અખંડતાજ સાચી અખંડતા છે. આજે હિંદના દિલના, હિંદની જનતાનાં ટુકડા થયેલા છે. આજે વ્યવહારમાં પાકિસ્તાન સ્થપાયું છે. મુસ્લીમ જનતા કોંગ્રેસની કોઈ પણ હિલચાલથી અલગ રહે છે એટલું જ નહિ પણ તેને વહેમ કે વિરોધની નજરે જુવે છે. હિંદના આ ભાગલા કેમ દૂર કરવા એ તાત્કાલિક સવાલ છે.

**આઝાદી ને આત્મનિર્ણયનો સ્વીકાર એ જ એ ભાગલાને** સાંધનાર છે. સોવિયેતે ક્રાંતિ કર્યા બાદ પોતાના વિશાળ પ્રદેશની અનેક પ્રજાઓને આત્મનિર્ણયનો હક્ક બક્ષ્યો. એથી સોવિયેત જનતામાં સાચા દિલની એકતા સ્થપાઈ. આત્મનિર્ણયના હક્કમાં છૂટા પડવાનો હક્ક જરૂર સમાઈ જાય છે. પણ છૂટા પડવું એ ફરજીયાત નથી. એટલું નહિ જનતાના હિતો એકતામાં છે; સ્વાર્થી સ્થાપિત હિતોવાળા મૂડીવાદીઓ, શાહીવાદીઓ ને ફાસિવાદીઓ જ જનતાને ગુલામીમાં રાખવા માટે ભાગલા પાડે છે.

આજના યુદ્ધને અંતે દુનિયા આખીની જનતા સંયુક્ત હિત તરફ જવાની દિશામાં પગલાં ભરી રહી છે, ત્યારે ભાગલાનો ભય ખોટો છે. ખ્યાલ કરો—એકવાર આપણી હિંદુ—મુસ્લીમ જનતા હત્યારા જપાનીઓ સામે તમામ કુરબાનીઓ કરી લડે, ઝૂઝે ને જીતે તો શું જીતને અંતે તેઓ જુદા જુદા પડી જવા ઇચ્છશે? એમ જુદા પડી જઈ કોક ત્રીજાના હલ્લાના એકલા ભોગ બનવાનીં ઇચ્છા કરશે? કે સાથે કુરબાની કરી જીતેલી પ્રજા સલાહસંપથી સાથે જ રહેશે? ખરી રીતે તો ભવિષ્યના ભાગલાનો ભય ખોટો છે. એ વખતે દરેક પ્રજાને છૂટા પાડવાનો હક્ક હશે પણ છૂટા પડવાનું કોઈ પસંદ નહિ કરે કેમકે ભેગાં રહેવામાં જ પ્રગતિ અને સંરક્ષણ શક્ય બનશે.

## આત્મનિર્ણય એટલે

**આત્મનિર્ણય એટલે પાકિસ્તાન નહિ, પણ આત્મનિર્ણયમાં તેનું સાચું તત્વ જરૂર સમાઇ જાય છે.** બ્રિટિશ સરકારે પોતાની હકુમત જાળવવા ખાતર ને વહીવટની સગવડોની નજરે હિંદના આજના પ્રાંતોની રચના કરી છે. કોંગ્રેસે ભાષા પ્રમાણે પ્રાંતોની ગોઠવણી સૂચવી છે. મુસ્લીમ લીગ ધર્મ—મઝહબ પ્રમાણે પ્રાંતો ગોઠવવા માગે છે. પ્રાંતોની એ યોજના કૃત્રિમ છે, એકતરફી છે અને એમાંની એક પણ યોજના મુજબ સ્વનિર્ણયનો હક્ક સ્થાપી શકાય એમ નથી. સ્વનિર્ણયનો હક્ક પ્રજાઓને માટે છે, કૃત્રિમ રીતે યોજાએલા પ્રાંતો માટે નહિ. પ્રજા એટલે જેએક જ પ્રદેશમાં રહેતી હોય, જેનો એક સળંગ ઇતિહાસ હોય, જેની ભાષા એક હોય, સંસ્કારિતા સરખી હોય, તથા માનસિક ઘડતર અને આર્થિક હિત સમાન હોય. આ મુખ્ય મુદ્દાઓ હોય તો પ્રજાનું ઘટક થાય. ઇતિહાસના વિકાસમાં પ્રજાઓનું આવું ઘડતર થતું જાય છે. હિંદમાં પણ આજે ઇતિહાસની પ્રગતિએ એવાં ઘટકોનું ઘડતર

આગળ વધાર્યું છે ને સમસ્ત હિંદની પ્રજામાં આખા હિંદ તરીકેની તેમજ આવી 'ઘટક પ્રજા' તરીકેની બેવડી ભાવના જાગ્રત થતી જાય છે. હિંદી તરીકેની ભાવના હિંદની સારી જનતાને પરદેશી રાજ્યની નાબુદી ને હિંદની આઝાદી તરફ લઈ જાય છે. ને પ્રજા તરીકેની જાગૃતિ તેમને સ્વનિર્ણયના હક્ક તરફ લઈ જાય છે. ઇતિહાસની આ બેવડી પ્રક્રિયાને રોકી શકાય એમ નથી, તેના તરફ બેધ્યાન રહી શકાય એમ નથી. આઝાદી ને સ્વનિર્ણયના હક્કની મજબુત થતી માંગણીની મંજુરી પર હિંદના સારા ભાવિનો આધાર છે.

હિંદની મુસ્લીમ જનતાને સ્વનિર્ણયના આ સિદ્ધાંતથી જરૂર સંતોષી શકાશે. હિંદના ભાગલા પડી જશે એવો હાઉ ઉભો કરી એકતા રોકવી એ ગુલામી કાયમ કરવા બરાબર ગણાશે. **પ્રજાઓના આ સ્વનિર્ણયના હક્કના સિદ્ધાંત પર કોંગ્રેસ અને મુસ્લીમ લીગ આજે જ એકતા સાધી શકે એમ છે.** તે માટેનો સાચો ને સતત પ્રયત્ન એ આજે આઝાદી ને સંરક્ષણ માટેનો પ્રયાસ છે. એ વિનાની વાતો નિષ્ફળ જ નીવડશે. **કોંગ્રેસ હિંદના ભાગલાનો હાઉ છોડીને તથા મુસ્લીમ લીગે કોંગ્રેસ હિંદુ-રાજ સ્થાપવા માગે છે એવો હાઉ છોડી દઇ સ્વનિર્ણયના હક્કની મંજુરી પર તાત્કાલિક એકતા સાધવી જોઇએ.** જનતાની વચ્ચે ઉભી થયેલી વિખવાદ ને વહેમની દિવાલો એથી નાબુદ થશે ને હિંદના ઇતિ-હાસમાં કદી નહિ અનુભવાયેલી એવી એકતા કાયમ થશે.

આજની દમન ને અંધાધૂંધીની સ્થિતિનો અંત લાવી નેતાઓને છોડાવી રાષ્ટ્રીય સરકાર કાયમ કરવાનો પણ એક જ માર્ગ છે. કોંગ્રેસ લીગ એકતા વિના અંધાધૂંધી ચાલુ રહેશે. ને આખરે જપાની ઝૂંસરી હિન્દની સઘળી પ્રજાઓની કાંધ પર નંખાશે. જલદી નિર્ણય કરવાનો છે. એકતા દ્વારા આઝાદી કે વિખવાદ દ્વારા ગુલામી?—એનો જવાબ આપણે તાબડતોબ આપવો રહ્યો.

# પાર્ટીની શક્તિ

## —સભ્યો—

| પ્રાંત | ૧૯૪૨ ઓગસ્ટ પહેલાં | ૧૯૪૩ ફેબ્રુઆરીમાં | મે દિન સુધીમાં અંદાજ |
|---|---|---|---|
| કેરલા | ૯૦૫ | ૩૧૯૬ | ૫૦૦૦ |
| બંગાળ | ૯૦૦ | ૨૦૦૦ | ૫૦૦૦ |
| આંધ્ર | ૭૯૬ | ૧૨૩૦ | ૨૫૦૦ |
| પંજાબ | ૬૨૫ | ૭૮૦ | ૧૦૦૦ |
| તામિલનાડ | ૨૬૧ | ૪૪૯ | ૬૦૦ |
| મુંબઈ | ૨૩૦ | ૩૩૯ | ૧૦૦૦ |
| મહારાષ્ટ્ર | ૧૫૫ | ૩૦૯ | ૬૦૦ |
| યુક્તપ્રાંત | ૧૮૩ | ૨૪૨ | ૫૦૦ |
| બિહાર | ૧૩૬ | ૧૯૧ | ૩૦૦ |
| ગુજરાત | ૭૦ | ૧૦૪ | ૨૦૦ |
| ઓરીસા | ૪૬ | ૯૦ | ૧૦૦ |
| મધ્યપ્રાંત | ૫૨ | ૭૨ | ૨૫૦ |
| કર્ણાટક | ૨૦ | ૪૫ | ૧૦૦ |
| દિલ્હી | ૩૫ | ૪૦ | ૧૦૦ |
| મધ્ય હિંદનાં દેશી રાજ્યો | ૨૦ | ૩૫ | ૫૦ |
| સિંધ | — | — | ૫૦ |
| કુલ પાકા સભ્યો | ૪૪૩૪ | ૯૧૨૨ | ૧૭,૩૫૦ |
| કાચા સભ્યો................................ | | ૮૮૧૬ | |
| | કુલ | ૧૭૯૩૮ | |
| ચોવીસ કલાક કામકરનાર ખડા પગાઓ | | ૨૦૦૦ | |

## પાર્ટીની સીધી અસર નીચે

| | |
|---|---|
| લાલ સ્વયંસેવકો | ૨૪,૯૧૦ |
| ૨૪૦ ટ્રેડ યુનિયનોમાં કામદારો | ૧,૯૭,૬૨૯ |
| કિસાન સભાઓમાં કિસાનો | ૨,૮૧,૧૦૯ |
| મહિલા સંઘો તથા આત્મરક્ષા સમિતિઓમાં સ્ત્રીઓ | ૨૫,૮૨૨ |
| ૧૫૦ બાલ–સંઘોમાં બાળકો | ૬,૪૦૦ |

# પાર્ટીનાં અખબારો

## 'પીપલ્સ વૉર'ની આવૃત્તિઓ

| | ઓગસ્ટ પહેલાં | : ૧૯૪૩ જાન્યુઆરી : | મે હિને અંદાજ |
|---|---|---|---|
| અંગ્રેજી | ૮૮૩૫ | ૧૫૫૩૩ | ૧૮૬૦૦ |
| હિંદી | ૨૧૪૬ | ૫૭૩૨ | ૯૮૦૦ |
| ઉર્દુ | ૧૭૩૩ | ૪૨૬૮ | ૭૫૦૦ |
| મરાઠી | ૨૧૨૩ | ૪૩૬૪ | ૬૪૫૦ |
| ગુજરાતી | ૮૦૦* | ૨૦૨૩ | ૨૬૦૦ |
| | ૧૪૮૩૭ | ૩૩૦૦૦ (ગ્રાહકો સહિત) | ૪૪૯૫૦ (ગ્રાહકો સાથે) |

* ૧ લી ઓગસ્ટે ગુજરાતમાંથી શરૂઆત કરી ત્યારે.

## પ્રાંતિક પાર્ટીનાં મુખપત્રો

| | | |
|---|---|---|
| જનયુદ્ધ ( બંગાલી ) | ૯૦૦૦ | ૧૨૦૦૦ |
| પ્રજાશકિત ( તેલગુ ) | ૨૫૦૦ | ૧૦૦૦૦ |
| દેશાભિમાની (મલયાલમ) | ૨૦૦૦ | ૫૦૦૦ |
| જનશકિત ( તામિલ ) | ૧૭૦૦ | ૫૦૦૦ |
| ક્રિતયુદ્ધ ( ઓરિયા ) | ૫૦૦ | ૧૫૦૦ |
| ગેઆઝાદી ( પંજાબી ) | ૬૩૦ | ૮૫૦ |
| | ૧૬૩૩૦ | ૩૪૩૫૦ |

તમામ ભાષાઓમાં થઈ કુલ : ૬૭,૩૫૦



## પુસ્તિકા પ્રકાશન

માત્ર ૬ માસમાં ૨૬ પ્રકાશનો : કુલ નકલ ૪૨,૫૦૦

# દમનનો ચાબખો

દેશભરમાં કમ્યુનિસ્ટ પાર્ટી ઉપર દમનનો જે ચાબખો વીંઝાઈ રહ્યો છે બારોબાર વીગતો લગભગ દર અંકે "**લોકયુદ્ધ**"માં પ્રસિદ્ધ થતી રહી છે. થોડીક વીગતો રજૂ કરી છે—

**યુક્ત પ્રાંત** : ૮૫ કમ્યુનિસ્ટોને બિનમુદતી કેદ: અલીગઢ ઉનાઓ, ૭ જીલ્લામાંના લગભગ બધા કમ્યુનિસ્ટોને કેદ. કાનપુરના આગેવાનોને તાજેતરમાં જ ગિરફતાર.

**તામિલનાડ** : ૧૨ આગેવાનોને ગિરફતાર.

**આંધ્ર** : અનેક જીલ્લાઓમાં તમામ કમ્યુનિસ્ટ આગેવાનોને પકડી લીધ

**ઓરિસ્સા** : ૪૫ કમ્યુનિસ્ટોની ધરપકડ

**આસામ** : ૧૪૦ માંથી ૫૦ ને જેલ કે મનાઈ હુકમો.

**બંગાલ** : વીરભુમમાં પાર્ટી ગેરકાયદે હોય એવી રીતે કામ કરવું પડે છે.

મિદનાપુરમાં ૧૬, બાંકુરામાં ૫ તથા રંગપુરમાં ૨ આગેવાનોની ધરપકડ ત તરમાં થઈ છે.

**ઘાટે** જેવા આગેવાન કમ્યુનિસ્ટ નેતાને વરસો થયાં હજી જેલમાં પૂરી આવેલ છે. આંદામાનમાં ૧૩ વરસ ગાળ્યા બાદ છૂટેલા બિ. **આનંદકુમા** બાદ ફરી ગિરફતાર કર્યા.

**ગુજરાતમાંથી** પણ ૧૨ કમ્યુનિસ્ટ કાર્યકર્તાઓને ઝડપી લેવામાં **તાજેતરમાં** બિ. વજુભાઈ શુકલને પકડવામાં આવ્યાં છે. બે બિરાદરો ર હુકમો ઉભા છે.

**મલબારના** માનીતા કમ્યુનિસ્ટ નેતા ગોપાલનને માથે ૨૦ વરસની ૧૭ ને માથે દેશનિકાલની સજા ઊભી છે. **કય્યુરના** ચાર કમ્યુનિસ્ટ કા ફાંસીને માંચડે લટકાવી દીધા. આખા દેશમાં થઈ લગભગ ૧૦૦ ને મા દ્વીપની સજા કાયમ છે. પંજાબના '**જંગે આઝાદી**' તથા મલબારના '**દેશાભિમાની**' પાસેથી જામીનગીરી માંગી.